# ब्राह्मधर्मनां व्याख्यान.

## પ્રથમ ખંડ.



મૂલ બંગાલીમાં

મહર્ષિ શ્રી દેવેન્દ્રનાથ ઠાકુરે

કર્યાં

તેનું ગુજરાતીમાં ભાષાન્તર

કર્તા.

શ્રી નારાયણ હેમચંદ્ર.

"अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ॥
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥"
(श्रीमद्भागवत् ११।८।१०)

અર્થ—ભ્રમર જેમ સર્વ પુષ્પમાંથી સાર ગ્રહણ કરે છે તે પ્રમાણે કુશલ મનુષ્ય નાના અને મોટા શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

૧૧ માઘોત્સવ બ્રાહ્મસંવત્ ૫૩.

મૂલ્ય ૨ આના.

# બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન.

## પ્રથમ ખંડ.

મૂલ બંગાલીમાં

મહર્ષિ શ્રી દેવેન્દ્રનાથ ઠાકુરે

કર્યાં

તેનું ગુજરાતીમાં ભાષાન્તર

કર્ત્તા.

શ્રી નારાયણ હેમચંદ્ર.

"अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः ॥
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः ॥"

(श्रीमद्भागवत् ११।८।१०)

અર્થ—ભ્રમર જેમ સર્વ પુષ્પમાંથી સાર ગ્રહણ કરે છે તે પ્રમાણે કુશલ મનુષ્યે નાના અને મોટા શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

૧૧ માઘોત્સવ બ્રાહ્મસમ્વત્ ૫૩.

અમદાવાદ

યુનેટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના યંત્રમાં રણછોડલાલ ગંગારામે મુદ્રિત કર્યાં.]

મૂલ્ય ૨ આના.

બ્રાહ્મધર્મ જ્ઞાનાભિલાષી.



ગૂજરાતી યુવકોના

કર કમલે

આ ગ્રંથ

નમ્રતા પૂર્વક

અર્પણ

કર્યો.

# ब्राह्मधर्म्मबीजं ।

१ ब्रह्म वाएकमिदमग्रआसीत् नान्यत् किञ्चनासीत्।
तदिदं सर्व्वमसृजत् ।

२ तदेव नित्यं ज्ञानमनन्तं शिवं स्वतन्त्रं निरवयवमेक-
मेवाद्वितीयं सर्व्वव्यापि सर्व्वनियन्तृ सर्व्वाश्रयं स-
र्व्ववित् सर्व्वशक्तिमत् ध्रुवं पूर्णमप्रतिममिति ।

३ एकस्य तस्यैवोपासनया पारत्रिकमैहिकञ्च शुभ-
म्भवति ।

४ तस्मिन् प्रीतिस्तस्य प्रियकार्य्यसाधनञ्चतदुपासनमेव।

१. પ્રથમ કેવળ એક પરબ્રહ્મ માત્ર હતો; બીજું કંઈ હતું નહિ; તેણે આ સર્વ સૃષ્ટિ કરી.

૨. તે જ્ઞાનસ્વરૂપ, અનન્તસ્વરૂપ, મંગળસ્વરૂપ, નિત્ય, નિયન્તા, સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વાશ્રય, નિરવયવ, નિર્વિકાર, એકમાત્ર, અદ્વિતીય, સર્વ શક્તિમાન, સ્વતંત્ર તથા પરિપૂર્ણ છે; કોઈની સાથે તેની ઉપમા થતી નથી.

૩. એકમાત્ર તેની ઉપાસના દ્વારા ઐહિક તથા પારત્રિક મંગળ થાયછે.

૪. તેને પ્રીતિ કરવી અને તેનું પ્રિયકાર્ય સાધન કરવું તેજ તેની ઉપાસના છે.



ॐ तत्सत्

# બ્રાહ્મધર્મના વ્યાખ્યાન.

---

## પ્રથમ વ્યાખ્યાન.

### (ઈશ્વરની ઉપાસનામાં પ્રવૃત થવા વિષે.)

તં વેદ્યં પુરુષં વેદ યથા મા વો મૃત્યુઃ પારિ વ્યથાઃ

મૃત્યુ તમોને દુઃખ ન આપે; એ વાસ્તે તે વેદ્ય,[1] સર્વનો દુઃખ હરનાર, અમૃત પુરૂષને જાણો અને તેના શરણાપન્ન થાઓ, સંસારમાં જેટલા પ્રકારની વિપત્તિછે તેમાં સર્વ કરતાં ભયાનક વિપત્તિ મૃત્યુછે. મૃત્યુની વિક્રાલ[2] મૂર્તિ સર્વદા આપણી સામે રહેલીછે. સંસાર મૃત્યુનો પ્રતિબિંબ:છ[3] સંસારમાં જેનો જન્મછે તેનું મૃત્યુછે; જેનો વૃદ્ધિછે તેનો ક્ષયછે[4] અહીંઆં તો ચંચળ અનિત્ય[5] સર્વ વિષય, પરિવર્તનશીલ[6] અસ્થિર[7] સર્વ ઘટના[8] મૃત્યુને સ્મરણ કરાવેછે. એ મૃત્યુભયથી કેમ છુટી શકીએ! મૃત્યુ સર્વત્ર રહ્યુંછે; પરંતુ તે અમૃત સ્વરૂપનો આશ્રય લીધાથી આપણે મૃત્યુભયથી મુક્ત થઇ શકશું. સંસારમાંજ મૃત્યુભય છે સંસારને સામે પાર તે અમૃત ધામછે. અહીઆં એક તરફ મૃત્યુના ભયથી ડરીએ છીએ, બીજી તરફ અહીંઆંજ અમૃતનો આશ્રય લીધાથી અભયને પ્રાપ્ત થઇયેછિયે. આહા! એ કેવું આશ્ચર્ય! આપણે મૃત્યુમાં રહીને અમૃતને જાણવાને શક્તિમાન થઇયેછિયે. અતિ ક્ષુદ્ર થઇને તે રાજાના રાજા દેવના દેવનો આશ્રય પ્રાપ્ત કરી લઇયેછિયે. તેની સર્વ વિચિત્ર ઘટનામાં રહીને તેનો મંગળ ઉદ્દેશ સંપન્ન કરીયેછિયે. અહીંઆં કેટલી જાતનાં પશુ પક્ષી અને જળચર એ સર્વમાં કેટલા પ્રકારના જીવછે, તેઓ તેના સૃષ્ટાપાતાને[9] જાણી શકતા નથી; તેઓ તેની કૃપાથી સુખમાં ફરેછે. તથાપિ તેની કૃપા અનુભવ કરી શકતા

---

૧ જાણવા વાળા, ૨ ભયંકર, ૩ તસવીર, ૪ નાશ, ૫ હમેશ ન રેહેનારા, ૬ ફેરફાર થનારા, ૭ સ્થિર વગરની, ૮ બનાવ, ૯ બનાવનાર પાલન કરનારને.

નથી. તેઓ તેનું કાર્ય સંપન્ન કરેછે, પરંતુ તે ન જાણીને તેનું કાર્ય કરેછે. મનુષ્યનો મોટો ઉન્નત[10] અધિકાર એછે કે, તે જાણીને સાંભળીને પોતાની ઇચ્છાથી તેના મંગળ અભિપ્રાયમાં યોગ[11] આપે છે. મનુષ્ય મૃત્યુમાં રહીને તે અમૃતને પ્રાપ્ત થાયછે. આ ભયાનક સ્થાનમાં રહીને તે અભય પદનો આશ્રય લે છે. અહીંઆં તેની સાથે સંબંધનું બંધન કરી લે છે. અમૃતના પુત્ર થઇને અમૃતનો આશ્રય ગ્રહણ કરીને નિર્ભય થાય છે. તેના ઉપર નિર્ભય થયાથી નૂતન[12] જીવનનો સંચાર થાય છે, તેના યોગે આત્મામાં આનંદનો ભાવ જતો રહેતો નથી. શરીર મન બગડે, વિપદમાં આક્રાંત થઇએ અથવા રોગમાં પીડિત થઇએ તથાપિ તે આત્માનો આનંદ કોઈ પણ પ્રકારે જતો નથી તે અમૃતનિકેતનનો[13] આશ્રય લીધાથી એવો જે ભયાનક મૃત્યુરૂપી શત્રુ તે પણ આપણને ભય આપી શકાતો નથી.

એટલા માટે આ અંધકાર સંસારમાં રહીને ઇશ્વરનો પરિત્યાગ કરશો ના "माहं ब्रह्म निराकुर्य्यां मामा ब्रह्म निराकरोदनिराकरणमस्तु" બ્રહ્મ મને પરિત્યાગ ન કરે હું પણ બ્રહ્મને પરિત્યાગ ન કરૂં. તેને છોડીને જીવન યાત્રા નિર્વાહ ન કરૂં. જેનાથી આપણે સર્વ ભોગ, સર્વ સુખ પામ્યા છિયે, એક પળ પણ જે આપણને વીસરતો નથી; તેને પરિત્યાગ ન કરવો. એક વાર વિચાર કરીને જુઓ તે આપણને પરિત્યાગ કરે, તો આપણી કેવી દશા થાય! આપણે ક્યાં રહેત? આપણે એટલા દિવમાં તો નાશ પામત. "कोह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात्" કોણ શરીરની ચેષ્ટા કરત, કોણ જીવતા રહેત, જો એ આનંદ સ્વરૂપ પરબ્રહ્મ આકાશમાં આપણી સાથેને સાથે ન રહેત? તે સર્વને આનંદ આપે છે. જન્મ્યા ત્યારથી આપણ જેની પ્રીતિથી લાલિત પાલિત થઇએ છિએ; અનન્ત કાળ સુધી જેના આશ્રયમાં રેહેવાની આશા કરીયેછિયે. તેને કેમ પરિત્યાગ કરશો? તે આપણને વીસરતો નથી; આપણે પણ તેને વીસરીએ નહિ. તે આપણાથી સર્વદા અપરીત્યક્ત[14] રહો. જે આપણે વાસ્તે ધર્મ અર્થ

---

૧૦ ઊંચો, ૧૧ મદદ, ૧૨ નવા, ૧૩ અમૃતનાઘરનો, ૧૪ શાંત.

સુખ નિત્ય મોકલે છે, તેને કેમ પરિત્યાગ કરશો! એ શું મનુષ્યનું કામ છે! તેને કેમ ત્યાગ કરશો! તેનાથી શું આપણું મંગળ થશે! અહીંઆં આપણને શું કંઈ યાતના[15] નથી! સંસારમાં શું કંઈ વિઘ્ન નથી? આપણું શરીર શું બગડતું નથી? મન શું કમજોર થતું નથી? કે તેના આશ્રય વિના આપણે રહી શકીએ. અહીંઆં શું કંઈ ભય નથી, કે તે અભય પદનો આશ્રય ન કરવો? અહીંઆં શું પાપ તાપ નથી કે તે પતિતપાવનના શરણાપન્ન થવું નહિ! અહીંઆં તાપથી તે વિના બીજો કોણ આપણને શીતળ કરશે! આ ભયાકીર્ણ[16] સંસારમાં ભયથી બીજો કોણ આપણને અભય દાન કરશે! કેવળ એક મોહ આવીને આપણને તેનાથી દૂર કરી નાંખે છે તેનો પરિત્યાગ કર્યાથી શું આપણું સારૂ થશે? તેને છોડ્યાથી આપણું ધર્મ કાર્ય સ્વાર્થપર થઈ રહે છે—આપણા સુખ ભોગમાં કૃતઘ્નતા પ્રકાશ પામે છે. અહીંઆં જેઓ ઉપદેશ સાંભળે છે તેઓ જો કેવળ સાંભળીને ચાલ્યા જાય તો અહીંઆં આવવું વૃથા છે. જો ઘરમાં જઈને ઇશ્વર ભુલી જાયતો તેઓથી બીજુ શું થવાનું છે.? તેઓનું હૃદય જો ઉન્નત ન થાય; ઇશ્વરાનુરાગ પ્રજ્વલિત ન થાય;[17] વિષય કાર્યની વેળા તેનું મન હાથમાં ન રહે, તો અહીંઆં આવવાની જરૂર શું! તેઓ શું અહીંઆં કેવળ પાઠ અને બ્યાખ્યાન સાંભળવાને વાસ્તે આવેછે! બ્રહ્મની સાથે દૃઢતર સંબંધ બાંધવાને વાસ્તે નહિ! જો સુખની વેળાએ તેની કૃપાનું સ્મરણ ન કરે, જો અન્ન પાનથી પુષ્ટ થઈને તે અન્નદાતાને મનમાં ન આણે, તો તેઓએ શું કર્યું! તે પવિત્રતાના ઝરાથી વિછિન્ન થઈને[18] પવિત્રતા ક્યાં મળશે? ધર્મને છોડીને પોતાને ધાર્મિક કહીને કેવી રીતથી ઓળખાણ આપશો! તે મંગાલયનો ત્યાગ કરીને કેવા પ્રકારે સારા માણસના નામને યોગ્ય થશો! આજથી તેમાં આત્મ-સમર્પણ કરો, આજ તમારો નવો જીવન પ્રાપ્ત થશે.

તેની કયા પ્રકારે ઉપાસના કરવી જોઇએ, તેનો શો ઉપદેશ જોઇએ? પ્રાણ ધન, વિદ્યાબુદ્ધિ, જેનાથી સર્વ મળ્યું છે, તેના પ્રતિ કૃતજ્ઞ થવું એ શું ઉપદેશ છે; જન્મથી જેનો પ્રસાદ ઉપભોગ કરીયે છિયે, અનન્ત

---

૧૫ દુઃખ, ૧૬ ભય ભરેલા, ૧૭ સળગે નહિ, ૧૮ છુટા પડીને.

કાળ જેના આશ્રયમાં રહેશું, તેની ઉપાસનાની શું શિક્ષા જોઇએ! પાપથી તાપીત થઇને તેના આશ્રયથી શું મનનું માલિન્ય દૂર થશે નહિ? તે ગુરૂનો ગુરૂ, પિતાનો પિતાછે, તેની આરાધના શું કરશો નહિ? ધર્મબલ મેળવવા વાસ્તે શું તેની આગળ પ્રાર્થના કરશો નહિ, સ્વભાવને વિકૃત ન કર્યાથી તેનો ઉપાસનામાં અશ્રદ્ધા થતી નથી. આત્માને પ્રકૃતિસ્થ[૧૯] કરો, આજ રાત્રિથીજ તેની ઉપાસનાનો આરંભ કરો. કેવળ સાંભળ્યાથી કંઈ ફળ મળતું નથી. તેના શરણાપન્ન થયા વિના આ દેશમાં મંગળ થવાનું નથી. જે દેશમાં ઈશ્વરની પૂજા નથી; જે કુટુંબમાં તેનાં પવિત્ર નામ ઉચ્ચારણ થાય નહિ, જે હૃદયમાં તેનું પવિત્ર આસન નથી તે શૂન્ય દેશ તે શૂન્ય કુટુંબ તે શૂન્ય હૃદય કેવળ અંધકાર વિષાદનું ઘર છે. આજથીજ તેનો આશ્રય કરો, તેની ઉપાસનો આરંભ કરો. તમારા સાંભળવાના ઉપાયનો અભાવ નથી, તમો જ્ઞાનથી ઘણું સમજ્યા છો; ત્યારે જ્ઞાન અને કાર્ય, વિશ્વાસ અને આચરણને કેમ મેળવતા નથી? તમો આજથીજ તેની ઉપાસનાનો આરંભ કરો. તેનું ફળ જલદી મલશે. તેની કૃપાથી જીવનના સમુદાય સુખ ભોગ કરો છો, કૃતજ્ઞ થઇને તેને નમસ્કાર કરો. ભય અને વિપત્તિની વેળાએ તેનો આશ્રય કરો; માના ખોળે જઇને જેમ બાળક નિર્ભય થાય છે, તે પ્રમાણે ભય વિનાના થશો. પાપથી તાપીત હો તો અનુતાપ અને આંસુ આણીને તેના શરણાપન્ન થાઓ. તે શરણાગત વત્સલ છે તે તમારા પાપથી મુક્ત કરશે. તે જગતનો ઈશ્વર. રાજાધિરાજ, દેવતાનો દેવતાછે, તેની આરાધના કરો, જેઓ જાણતા સાંભળતા પણ તેની ઉપાસનામાં પ્રવૃત્ત થતા નથી, તેઓ પોતાને પવિત્ર કરો; ઈશ્વરની આગળ મુક્ત હૃદયથી પ્રાર્થના કરો, યત્ન કરો; જરૂર તેની કૃપા અનુભવ થશે. બ્રહ્મ મને પરિત્યાગ ન કરે, હું પણ તેને પરિત્યાગ ન કરૂં. આ વાક્યનો અર્થ તેઓના મનમાં ઉતરશે.

ॐ एकमेवाद्वितीयं.

---

૧૯ સ્થિર.

# દ્વિતીય વ્યાખ્યાન.

## (જગતમાં ઈશ્વરનો દેખાવ વિષે.)

ભૂર્લોકે[1], દ્યુલોકે[2], આકાશે અન્તરીક્ષે, પ્રાતઃકાળે, સંધ્યાકાળે, શ્રદ્ધાવાન એકનિષ્ટ જ્ઞાનવાનો તે સ્વપ્રકાશ આનંદ સ્વરૂપ અમૃતસ્વરૂપ પરમેશ્વરને સર્વત્ર જુવે છે. પ્રાતઃકાલ થવાની સાથે સાથે સૂર્ય ઉદિત થઇને[3] જ્યારે અચેતન પ્રાણિઓને સચેતન કરે છે; રૂપ વગરની સર્વ વસ્તુને રૂપવાન કરે છે; ત્યારે તે જ્યોતિષ્માન[4] સૂર્યમાં તે પ્રકાશવાન્ વરણીય[5] પુરૂષને તેઓ જોઇ શકે છે. પ્રાતઃકાલની સાથે અન્તરાકાશમાં[6] તેનો પ્રકાશ મળે છે. જે સૂર્યનો અન્તરાત્મા છે, તે આપણો અન્તરાત્મા છે, સર્વ પ્રાણિઓનો અન્તરાત્મા છે, અંધકાર જગતના પ્રકાશની સાથે તેનો પ્રકાશ થાય છે. તરૂણ સૂર્ય–કિરણમાં તે જ્યોતિના જ્યોતિને જોઇ શકીયે છિયે. ઉષાના સૌન્દર્યમાં[7] તે સૌન્દર્યનો સૌન્દર્ય આપણી આગળ પ્રકાશિત થાય છે. આપણી બંધ થયેલી આંખો ઉઘડ્યાથી તેની આંખ આપણી તરફ જોવામાં આવે છે. તેનો મહિમા સર્વત્ર ગાજી રહ્યો છે, આપણે જો તેને વાસ્તે વ્યાકુળ થઇએ; જો સરલ હૃદયે તેની પ્રાર્થના કરીએ; જો ઈશ્વર વિના બીજા કોઇથી આપણી ક્ષુધા તૃષા[8] નિવારણ ન થાય તો અન્તરમાં બાહરમાં દૂરમાં પાસે, સર્વત્ર તેનો પ્રકાશ જોવામાં આવે છે. જો અપવિત્ર વિષયમાં ડુબ્યા રહીએ, આત્માને અચેતન અસાર કરી મુકીએ, ઈશ્વરને વાસ્તે મનનો દરવાજો મુક્ત ન કરીએ; તો નિર્જન વનમાં, સજન નગરમાં, તીર્થ—સ્થાનમાં કે દેવ મંદિરમાં ક્યાં પણ તેનું દર્શન મળતું નથી. જ્યારે પોતાને પવિત્ર કરીએ, ઇશ્વરની આગળ હૃદય દ્વાર મુક્ત કરીએ. સતૃષ્ણ થઇને તેને શોધીએ ત્યારે ગિરિ[9], ગુહા, ઉદ્યાન કાનન[10]. નિર્જન[11] સજન[12], સર્વ સ્થાનમાં તેનો દેખાવ જોવામાં આવે છે. સૂર્યને પુછો, તે ક્યાં છે! સૂર્ય તેને દેખાડી આપશે. વનના નિર્જન વૃક્ષ[13]ને પુછો તે ક્યાં છે! તો તેથી પણ ઉત્તર મળશે. ત્યારે જોવામાં

---

૧ આ લોકમાં, ૨ પરલોકમાં, ૩ ઉગીને, ૪ પ્રકાશમાન, ૫ વર્ણવા લાયક, ૬ અન્તરના આકાશમાં, ૭ શોભામાં, ૮ ભુખ તરશ, ૯ પહાડ, ૧૦ બગીચા, ૧૧ એકાંત, ૧૨ એકત્ર મનુષ્યનો સમુદાય ૧૩ ઝાડને.

આવે છે. “तत्रवाधस्तात् सउपरिष्टात् सपश्चात् सपुरस्तात् सदक्षिणतः सउत्तरत” તે નીચે છે, તે ઉપર છે, તે પશ્ચાત[14] છે, તે સામે છે, તે દક્ષિણમાં તે ઉત્તરમાં છે. ભૂલોક અને દ્યુલોકમાં તેનો આ મહિમા છે; તે આનંદ-રૂપથી અમૃત રૂપથી સર્વત્ર પ્રકાશ આપે છે; આપણે કઠણ હૃદયનો દરવાજો બંધ કરી રાખ્યાથી તે જ્યોતિના જ્યોતિને જોઇ શકતા નથી. સૂર્ય ઉગવામાં તેનો દેખાવ, સૂર્ય અસ્તમિત[15] મહિમામાં પણ તેનો દેખાવ છે. જેમ પ્રાતઃકાળમાં તેમ સંધ્યાકાળમાં પણ તેની પ્રસન્ન મૂર્ત્તિ પ્રકાશિત રહે છે. જ્યારે રાતની છાયા પૃથ્વિને શાન્તિ અને વિશ્રામમાં નિમગ્ન કરે છે, જ્યારે ચન્દ્રના હજારો કિરણો આવીને જ્યોત્સ્ના—સુધા[16] વર્ષણ કરેછે,[17] જ્યારે તારાઓ તે નિદ્રિત જગતને પેહેરેદારની રૂપે બિરાજ કરતાં રહે છે ત્યારે તેમાં કોનો પ્રકાશ જોવામાં આવે છે? “यश्चन्द्रतारके तिष्ठन् चन्द्रतारका दन्तेरोयं चन्द्रतारकं नवेद यस्य चन्द्रतारकं शरीरं यश्चन्द्र तारकन्तरोयमयति”॥ જે ચન્દ્ર તારાઓમાં રહીને ચન્દ્ર તારાઓના અન્તરમાં રહીને ચન્દ્ર તારાઓને નિયમમાં રાખે છે, ચન્દ્ર તારાઓ જેને જાણતા નથી, ચન્દ્ર તારાઓ જેનું શરીર છે; તેનુંજ પ્રકાશ જોવામાં આવે છે.

ઉષાકાલે[18] તે આનંદ રૂપમમૃતં, મધ્યાનકાળે તે આનન્દ રૂપંમૃતં, રાત્રિએ તે આનન્દ રૂપંમૃતં, પ્રકાશિત થાય છે, શું તેનો કેવળ આ સર્વમાં દેખાવ માલુમ પડે છે? શું મનુષ્યમાં તેનો દેખાવ માલુમ પડતો નથી? જો પ્રાતઃકાળની શોભા; સન્ધ્યાની શોભા, ચન્દ્ર તારાઓની શોભામાં તે સત્ય સુન્દર મંગલ સ્વરૂપની શોભા જોઇ શકાય છે. તો મનુષ્યના મુખપર તેનાથી અધિક સુસ્પષ્ટ જોવામાં આવેછે. એમાં જો તેનો દેખાવ જોવામાં ન આવે તો બીજે ક્યાં પણ દેખાશે નહિ. મૃત્યુરૂપ જડમાં શું કેવલ તેને જોશો? પશુ રાજ્યમાં શું તેનો પ્રકાશ જોશો? મનુષ્યના મુખઓમાં શું તેનું સૌન્દર્ય જોશો નહિ? ધર્માત્મા-

---

૧૪ પછવાડે, ૧૫ અસ્તની, ૧૬ પ્રકાશિત અમૃત, ૧૭ વરસાવે છે, ૧૮ પ્રાતઃકાળે

ઓના અનુરાગથી નિમગ્ન થયેલા મુખપર શું તેની જ્યોતિ દેખાતી નથી ? ઈશ્વર પ્રેમી પ્રસન્ન હૃદય પુણ્યાત્મા જ્યારે પ્રિયતમ ઈશ્વરને વાસ્તે પ્રેમના આંશુ પાડે છે; તેની ઉજ્વળ[19] મૂર્તિમાં શું તેનો પ્રકાશ, તેનો દેખાવ જોઈ શકતા નથી ? પ્રકાંડ પર્વત,[20] સમુદ્ર, નક્ષત્ર.સૂર્યમાં તેનો એ પ્રમાણેનો દેખાવ દેખાતો નથી. એ સર્વ પુણ્યાત્માનો ભાવ કેવો ચમત્કાર ભરેલોછે ! તેઓનું ધર્મ સાધન કેવું દૃઢ છે ! તેઓનું હૃદય કેવું કોમલ કેવું પવિત્ર છે ! તે અમૃતના પ્રિય આવાસ[21] સ્થલ પુણ્યાત્માનું જે હૃદય તે કેવું શીતળ અને પવિત્ર છે તેનાથી તેનો દેખાવ કેવો સ્પષ્ટ દેખાય છે. એવો દેખાવ આકાશમાં; પૃથ્વિમાં, સમુદ્રમાં કોઈ જગ્યા ઉપર દેખાતો નથી. બ્રહ્મપરાયણ પુણ્યાત્મા સાધુઓના મુખ ઉપર તે આનંદરૂપે અમૃતરૂપે પ્રકાશ આપે છે. જ્યાં એ સર્વ પુણ્યાત્માઓ એકાગ્ર થઈને તેની આરાધના કરે છે તે પવિત્ર સ્થાનમાં તે આનન્દરૂપે અમૃતરૂપે પ્રકાશ આપે છે. આ પવિત્ર બ્રાહ્મસમાજમાં આપણો પ્રિયતમ[22] પરમાત્મા રહ્યો છે. અહીંઆંના પ્રકાશના કિરણમાં તેની પવિત્ર જ્યોતિ પ્રકાશ આપે છે. હરએક મનુષ્યના હૃદયમાં તો અધિક ઉજ્વળ રૂપે અને પ્રસન્નભાવે પ્રકાશ આપે છે. અહીંઆં જ્યારે તેનો દેખાવ આજે પ્રકાશિત જોઈયે છિયે અને તેની પ્રસન્નતા અન્તરમાં અતિ ગાઢ રૂપથી અનુભવ કરવામાં આવે છે; ત્યારે સર્વ મળીને તેના પવિત્ર ચરણે પ્રીતિ પુષ્પ પ્રદાન કરો[23] અને દુર્લભ મનુષ્ય જન્મનું સાર્થક કરો.

## ૐ एकमेवाद्वितीयं.



---

૧૯ પ્રકાશવાળી, ૨૦ મોટા પાહાડ. ૨૧ રેહેવાનું, ૨૨ વાહાલો, ૨૩ આપો.

# તૃતીય વ્યાખ્યાન.

## ( ઈશ્વરથી દૂર ન રહેતાં પોતાના આત્મામાં તેને જોવા વિષે. )

તમાત્મસ્થં યેઽનુપશ્યન્તિ ધીરાસ્તેષાં શાન્તિ: શાશ્વતી નેતરેષાં-

અન્તરતમ પ્રિયતમ પરમેશ્વર તે આપણાથી દૂર રહે, આપણે તેનાથી દૂર રહીએ, એ શું કદી પ્રાર્થનીય થઈ શકે ? તે સર્વનો પ્રાણસ્વરૂપ, જ્ઞાનદાતા, અને પરમબંધુ છે તેની કરૂણા આપણે હમેશાં ભોગવીયેછિયે; તેનાથી દૂર રહીએ, તે આપણાથી દુર રહે, આવો અભિલાષ શું કોઈથી કદી થઈ શકશે? સાચા મનુષ્યો શું કદી એવી પ્રાર્થના કરી શકશે? જો તે પાપથી કલંકિત હોય; અપવિત્ર વિષયમાં મગ્ન રહેતો હોય, તથાપિ તેનો આત્મા આવો અસાર થઈ શકે કે, તે ઈચ્છા કરે, ઈશ્વરથી દૂર રહેવાને, ઈશ્વર મારાથી દૂર રહે. મનુષ્યની એવી દુરવસ્થા થઈ શકે કે, તેના આત્મામાંથી ઈશ્વર-સ્પૃહા એકદમ નિર્વાણ થઈ જાય? જે માણસ તેની ભયાનક મૂર્તિ જોય છે–તેનો મહદ્ભય વજ્રમુદ્યતં. નો ભાવ જોઇને સંકુચિત થાયછે. તે જો એકાદ વેળા મનમાં લાવી શકે કે હું ઈશ્વરથી દૂર રેહેવું ઈશ્વર મારાથી દૂર રહે; પરંતુ તેના આત્મામાંથી કદી એવા પ્રકારનો ગંભીર અવાજ શું ઉત્પન્ન થશે નહિ? "તું ક્યાં ભાગીશ; બોલ્જે ક્યાંથી નિસ્તાર પામીશ? તેનો આશ્રય છોડીને બીજા કોના આશ્રયમાં જઇશ?" તમે પાપથી ભય પામ્યા હોયતો તેના શરણાપન્ન થાવ, તેનાથી મુક્ત થવાની ઈચ્છા કરો; ઈશ્વરની આગળ રડો; તેને છોડ્યાથી તમારૂ શું થશે? પાપમય આત્મા પણ તેનાથી દૂર રહી શકતો નથી. ગિરિ ગુફા, જંગલ સમુદ્ર, જ્યાં જાઓ ત્યાં પાપી તેના રાજ્યમાંથી ભાગી શકતો નથી; તેના શરણાપન્ન ન ગયાથી અન્તરના ભયથી મુક્ત થઈ શકાતું નથી. એટલા માટે પાપ કરીને તેનાથી દૂર જશોના; વ્યાકુળ અન્તરે ગ્લાનિ-યુક્ત[1] મનથી તેની આગળ પ્રાર્થના કરો. કહો કે "મેં પોતાને જઘન્ય[2] કર્યો છે; તમે મને ગ્રહણ કરો; મારૂ હૃદય અંધકારમાં પૂર્ણ થયું છે. તમે જ્યોતિના જ્યોતિ છો, તમે મને અંધકારથી પ્રકાશમાં લઈ જાવ. તમે સહસ્ત્ર દંડ આપો, તે હું

---

૧ ખેદના મનથી. ૨ પાપી.

સહન કરવામાં તૈયાર છું, પરંતુ મને કુટિલ પાપથી મુક્ત કરો અને તમારૂં પ્રસન્ન મુખ મારી આગળ પ્રકાશ કરો." આવી રીતે ગ્લાનિ યુક્ત આકુલ ચિત થઈને તેની કૃપા પ્રાર્થના કર્યાથી તેની કરૂણાવારિ જરૂર પડશે. તે તમારા દગ્ધ આત્માને અવશ્ય શીતળ કરશે. જેઓ પાપ કરીને ઈશ્વરના શરણાપન્ન થતા નથી; અને મનમાં લાવેછે કે ઈશ્વર ન હોય તથા પરકાલ ન હોય તો સારૂ. અને તેના પ્રમાણે મિથ્યા સિદ્ધાન્તો કરી રાખે છે. એવા આત્માઘાતિઓ એવી ઈચ્છા કરેછે કે ઈશ્વર મારાથી દૂર રહે હું ઈશ્વરથી દૂર રહુ.ભય અને મોહથી મુગ્ધ થઈને તેઓના મનમાં કેટલા પ્રકારના કુટિલ સંશયોને સ્થાન આપવામાં આવેછે. તેઓની કેવી દુર્દશા થશે? તેઓ કેવા કૃપા પાત્ર છે! ઈશ્વર નથી, એ તેઓનો આત્મા કોઈ રીતે કહી શકતો નથી; તથાપિ તેઓ આંધળા થઈને જગતમાં જુવેછે. પુણ્ય-પાપ દર્શી ઈશ્વર જાગ્રત છે. તેઓ જોઈને પણ જોતા નથી. તેઓના અન્તરમાં ભય ઉત્પન્ન થાય છે, પરંતુ તેઓ પાપના શાસ્તાને ભય કરીને પણ ભય કરતા નથી. પરમ પિતા તેઓને આહવાન કરેછે,[3] તેઓ તે આહ્વાનના પ્રતિ બહેરાછે. તમો શું તેના શાસ્તિભયમાં[4] સંકુચિત[5] થાવછો! કદી થશો ના. તેનું સર્વ શાસ્તિજ ઔષધ છે. હમણાથીજ તેના શરણાપન્ન થાવ. સર્વ ગ્લાનિથી મુક્ત થશો, સર્વ ભયથી પરિત્રાણ પામશો. તમારો આત્મા પાછો પુણ્યજ્યોતિથી પ્રકાશમાન થશે; ઈશ્વરના વાક્ય મનમાં આકૃષ્ટ[6] થશે, તે પવિત્ર સ્વરૂપના સહવાસના યોગ્ય થશો. જ્યારે મૃત્યુ આવશે.જ્યારે ઈશ્વરની સાંમે ઉભુ રેહેવું પડશે, ત્યારે તમારૂ મન કેવા રીતનું થશે? કોઈ વિચાર કરશે કે, એક વેળા હું ઈશ્વરથી દૂર રહીને ખરાબ માર્ગે ભમ્યો હતો; જ્યારે મારા ઉદ્ધારની બીજી કાંઈ આશા નોહોતી; ત્યારે ઈશ્વરે કૃપા કરી, તેના પ્રસાદથી હું પાછો તેના પ્રતિ આવ્યો, એવું ન થાત તો મારૂ શું થાત? કોઈ વિચાર કરેછે કે "હવે મારૂ શું થશે? આ શોક અને યંત્રણાનો ભાર કોઈપણ રીતથી સહન થઈ શકાતો નથી હું ક્યાં જાવું, મારી ગતિ શું થશે? આહા! મેં મારા જીવનના પ્રતિ કંઈ જોયું નહિ—કેટલી વેળા સારે રસ્તે જાત તો જઈ શકાત, તે મેં તુચ્છ

3 બોલાવેછે. 4 બેચાશે. 5 શિક્ષાભયમાં. 6 દેહશત.

કર્યા છે; ઈશ્વર કેટલી વખત મને સતર્ક કર્યા છે, તેની વાત પણ મેં સાંભળી નહિ. હવે હું શું કરૂં !" મૃત્યુકાળ ઘણું દૂર છે એવું મનમાં આણશો ના, કેમકે તેનું કંઈજ સ્થિર નથી. એવો પણ વિચાર મનમાં લાવશો ના કે હમણા ઇન્દ્રિય સુખ ઉપભોગ કરૂં. બુડપણમાં ધર્મ સાધન કરીશ. અને ઇશ્વરના ઉપર મન લગાડીશ. આજે જે કરી શકો તે બીજા દિવસને વાસ્તે રાખી મુકશો ના. અધુરો વખત જતે બળવાન થશે; આજ જો કોઈ પ્રલોભન ને અતિક્રમ કરી શકો, કોઈ ખરાબ ઇચ્છાનો જય કરી શકો તો એવું મનમાં લાવશો ના કે આજ એનાથી છુટ્યો; હવે પછી પાછો તેમાં પડીશ નહિ. એ ઇચ્છાથી સાફ જણાય છે કે હાલ મોહ ગયો નથી, મનનો એક ખરાબ ભાગ હાલ દૂર થયો નથી. અપવિત્રતાની ઉપર જેનો કંઇક માત્ર ઘૃણા છે, તે તેનાથી વિમુક્ત ન થતાં શું શાંત બેશી શકશે ? તે શું એક કલાક અપવિત્રતામાં રહીને સુસ્થ રહી શકશે ! એટલા માટે જે પાપથી મુક્ત થવા ચાહેછે, જે પરાજિત ધર્મને પાછો જય કરવા ચાહેછે તે હમણા તેની આગળ ઉભા રહો. અનુતાપિત હૃદયથી તેની આગળ અશ્રુપાત કરો. તેના યોગે તેના હૃદયમાંથી યંત્રણા જશે, પાપનો આકર્ષણ રેહેશે નહિ. શોકની તીવ્રતા રેહેશે નહિ; ત્યારે તે કોઈ વેલા મનમાં લાવશે નહિ કે ઈશ્વર મારાથી દૂર રહે. ત્યારે તેને ગાઢ અનુતાપ થશે કે એક વેળા તેનાથી દૂર હતો; તેની સાથે જે નિગૂઢ સંબંધ છે. તેની રક્ષા કરી નહિ તે વેળા મારૂં જીવન શૂન્ય અને અપવિત્ર હતું. હાલ ઈશ્વરની કૃપાથી તેનું દર્શન પામ્યોછું, તે કૃપા કરીને મારી આગળ પ્રકાશિત થયો છે. તેને ત્યારે પરીક્ષાથી જાણવામાં આવ્યું કે, તેને જે સર્વ જ્ઞાનીઓ પોતાના આત્મામાં સાક્ષાત્ જોયછે તેઓને નિત્ય શાન્તિ થાયછે બીજા મનુષ્યોને તે કદાપિ થતી નથી. તેને જોયું કે, એક વખત જ્યારે હું ઈશ્વરથી વિચ્યુત હતો, ત્યારે મારી કેવી વ્યાકુલતાની અવસ્થા હતી; હાલ તેની આગળ આવ્યો છું. હમણા સર્વ પ્રકાશમય, સર્વ સુધામય લાગે છે! તે એ બંને અવસ્થામાં કાંઈ પ્રભેદ જોઈ શકેછે. એક વખત તે તેનાથી દૂર રહીને કોઈ પણ સુખથી સુખી હતો નહિ; બીજા એક સમય તેને આત્મામાં જોઈને કોઈ

પણ પ્રકારની વિપદથી વિપન્ન થયો નહિ. તેને જો શેકડો બહારથી શત્રુઓ આક્રમણ કરે તો તેના આત્માની શાન્તિ કોઈ હરણ કરી શકશે નહિ. કેમકે તે આત્માના આરામ સ્થળમાં ઈશ્વરને પામ્યો છે. તેની આગળ શોકની તીવ્રતા નથી, મૃત્યુનો ભય નથી. પાપની ગ્લાનિ તેને સ્પર્શ કરી શકતી નથી, " તે શોકથી પાર થાય છે, પાપથી છુટે છે, અને હૃદય ગ્રંથિથી વિમુક્ત થઈને અમર થાય છે." જે એકમાત્ર સર્વનો નિયંતા અને સર્વ ભૂતનો અન્તરાત્મા છે, જે એક રૂપને ઘણા પ્રકારના કરે છે, તેને જે જ્ઞાનીઓ પોતાના આત્મામાં સાક્ષાત્ જુવે છે, તેને નિત્ય સુખ થાય છે, બીજા મનુષ્યોને તે કદાપિ થતું નથી." "જે તાવત્ અનિત્ય વસ્તુમાં કેવળ એક માત્ર નિત્ય છે અને સર્વ સચેતનનો એક માત્ર ચેતન કર્તા એકલો જે સર્વની કામ્ય વસ્તુ આપે છે તેને જે જ્ઞાનીઓ પોતાના આત્મામાં સાક્ષાત્ જોય છે; તેને નિત્ય શાન્તિ થાય છે બીજા કોઈ મનુષ્યને કદાપિ થતી નથી." અહીંઆં જે કહેવામાં આવ્યું છે કે જેઓ તેને પોતાના આત્મામાં સાક્ષાત્ જોય છે. આ સૂર્યના કિરણમાં તેનો જાજ્વાલ્યમાન પ્રકાશ થઈ રહ્યો છે. એ પણ એક ભાવથી દૂર છે. આત્મામાં જોવું તેને પાસે કરીને જોવું છે. આ સમાજ-મંદિરમાં તેનો આવિર્ભાવ છે પરંતુ એનાથી પણ તે આપણી પાસે રહ્યો છે, તે આપણા આત્માના અન્તરમાં રહ્યો છે. તે આપણા શરીર મંદિરનો પરમ દેવતા છે. બાહરનો જે તેનો પ્રકાશ જોવામાં આવે છે તે પણ તેને દૂરથી જોવાય છે. જ્યારે તેને હૃદયમાં જોશું ત્યારેજ પાસેજ જોશું. તે આ શરીર મંદિરનો દેવતા છે. તે આપણું પોતાનું ધન છે. વાયુ, વરસાદ, અગ્નિ, સૂર્ય, જેમ સાધારણના ઉપકારને વાસ્તે છે, તેમ કેવળ તે સાધારણ ધનથી તે દરએક પોતપોતાનું ધનછે. તેની સાથેપ્રત્યક આત્માનો વિશેષ સંબંધ છે. તે પ્રતિ શરીરનો પુરસ્વાંમી છે; તે દરએક મનુષ્યનો ગૃહ દેવતા છે. આપણે જેમ કહાયેછિયે કે મારો પિતા, મારી મા, મારો ભાઈ, મારો સસરો એ સર્વને મારા કરીને કહાયેછિયે, તેમ ઈશ્વરને પણ મારો ઈશ્વરતે મારો હૃદયેશ્વર કરીને જોવું. "यउदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति" જે પોતાનાથી તેને અલ્પ તથા દૂરમાં જોય છે

તેને ભય થાય છે. જ્યારે પોતાના આત્મામાં તેનો આવિર્ભાવ જોયછે, ત્યારે તેની સાથે રહીને નિઃશંક થાય છે. એ કેવો આશ્ચર્ય! અન્તરમાં બાહારમાં સર્વત્ર તેનો પ્રકાશ જોવામાં આવે છે. જ્યારે આંખ ઉઘાડીને જોવુંછું, ત્યારે તેને ચારે તરફ જોવું છું; જ્યારે આંખ બંધ કરૂંછું ત્યારે અન્તરમાં તેના સ્વ પ્રકાશની મૂર્ત્તિ બિરાજમાન થયલી જોવુંછું.

## ૐ एकमेवाद्वितीयं

—:o:—

## ચતુર્થ વ્યાખ્યાન.

### ( આપણા આત્મામાં ઇશ્વરની સાથે સહવાસ લાભ વિષે )

हिरण्मये परे कोषे विरजं ब्रह्मनिष्कलं

ઇશ્વર આપણા શરીરનો સ્વામી છે, તે હરએક મનુષ્યનો ગૃહ દેવતાછે. તે આત્માનો અન્તર આત્માછે. જેઓ તેને આત્મામાં જુવેછે તેઓજ યથાર્થ જુવેછે. જેઓ તેને અન્તરમાં શોધેછે તેઓનો શ્રમ વિફળ જતો નથી. પરંતુ તેને ઘણા થોડા લોકો શોધે છે. ઘણા લોકો બાહરના વિષયમાં લિપ્ત થઇને વિષય કામનામાં પોતાનો નાશ કરેછે. બાહરના વિષયથી કદિ ઇશ્વરની આગળ જઇ શકાતું નથી. આકાશમાં તે ઓત પ્રોત ભાવથી[1] વ્યાપ્ત થઇ રહ્યોછે.જ્યાં તેને જોવામાં આવે ત્યાં તે સંપૂર્ણ રૂપથી પાસે દેખાતો નથી સર્વ જગતમાં તેનું પ્રતિબિંબ છે; પરંતુ આત્મામાં તેનું રૂપ જોવામાં આવેછે. સૃષ્ટિના સૌન્દર્યમાં, મનુષ્યના મુખમાં, ધાર્મિકના કલ્યાણતર અનુષ્ટાનમાં તેના ભાવનો પ્રતિબિંબ માત્ર જોવામાં આવેછે. આત્મામાં તેનું સાક્ષાત્ રૂપ બિરાજેછે. ત્યાં તે सत्यं ज्ञानमनन्तं शांतं शिवमद्वैतं રૂપથી પ્રકાશ આપેછે. તેનું પ્રતિબિંબ સર્વ જગ્યાપર છે. માતાનો સ્નેહ, ભ્રાતાનું સૌહાર્દ્દ.[2] પતિવ્રતા સતીનો પવિત્ર પ્રેમ; એ તેનો પ્રતિબિંબ છે, આત્મામાંજ તેનું રૂપ પ્રકાશ થાયછે, "हिरण्मये परे कोषे" આત્મ રૂપ

---

૧ અન્તર બાહર વ્યાપ્ત. ૨ પ્રીતિભાવ.

ઉજ્વળ તથા શ્રેષ્ટ કોષમાં તે સાક્ષાત્ બિરાજ કરેછે. તે સત્ય સ્વરૂપ, પ્રેમ સ્વરૂપ, અમૃત સ્વરૂપ ત્યાં પ્રકાશિત થાયછે. જગંત્ સંસાર તેનું મલિન દર્પણ છે; તેની વિમળ નિરવયવ સુંદર મૂર્તિ અન્તરમાં જેમ પ્રકાશ આપેછે તેમ બીજી કોઈ વસ્તુમાં પ્રકાશ આપતી નથી. જે મનુષ્ય તેને અન્તરમાં શોધેછે, તેનો યત્ન કદિ વિફળ જતો નથી.

પરંતુ આત્મામાં તેનું કઈ રીતથી આવિર્ભાવ થાયછે? ત્યાં તે કયાં પ્રકારે બિરાજેછે? કોઈ કહેછેકે જેમ હું છું એ જેમ નિશ્ચય જણાયછે; શરીરમાં જેમ પોતાને જણાયછે; તેમપરમેશ્વર સ્પષ્ટ દેખાતો નથી. જે આત્માનો આત્માછે, આત્મા જેનું શરીરછે તેઓ તેને ત્યાં [3]ઉપલબ્ધિ કરી શકતાં નથી. તેને જેમ જોવા જોઇએ તેમ તેઓ જોતા નથી. જ્ઞાનથી પ્રકાશ થાયછે, [4]પરિમિત વસ્તુનો આશ્રય તે અપરિમિતછે. તે મૂળ કારણ તથા આશ્રયથી જીવાત્મા [5]વિછિન્ન થઈ શકતો નથી. જે આપણો આશ્રય છે તેનાથી કેમ દૂર થવાય? આપણે વૃક્ષ ઉપર ફળ, ફુલ, ડાળી, પાંદડા જોઇયે છિયે. એમાં મૂળ નથી એવો વિચાર મનમાં લાવી શકતા નથી કેમકે તેનું મૂળ માટીમાંછે. આપણો પરિમિત આત્મા પણ તે મૂળ કારણ વિના રહી શકતો નથી. હું જ્યારે પોતાને જાણુંછું ત્યારે એ પણ જાણી શકુછું કે, હું પરિમિત આશ્રિત અને મારા ઉપર એક મહાન પુરૂષ છે, જેનો હું આશ્રિત છું. આપણા જ્ઞાન ઉપર જુઓ, તે ચારે બાજુ પરિમિત તથા સીમાબદ્ધછે; પરંતુ તેજ અસીમ જ્ઞાનનો પ્રકાશ કરેછે. આપણી ઇચ્છાનો ભાવ જુઓ, તે સ્વાધિનની સાથે [6]ક્ષુદ્રછે; તેને મહત્ ઇચ્છાના આધિનમાં જોશો અનેતેઅપરિમિત શક્તિના આશ્રયથી આપણી સ્વાધિનતાના પ્રકાશમાં જોશો, આપણી શ્રદ્ધા ભક્તિ પ્રીતિના સર્વ ભાવને પરિક્ષા કરીને જુઓ; તે અનન્ત સ્વરૂપમાં સ્થાપિત ન થાય તો કોઈ પણ પ્રકારથી તેઓ તૃપ્ત થતી નથી. આપણે સર્વે આત્માને પરમાત્માના આશ્રયમાં જોશું. આત્માની સાથે સાથે તેનું મૂળ કારણ તથા આશ્રયને જોશું. જેમ સર્વ વસ્તુ આકાશમાં અવલંબન કરીને રહીછે અને આકાશની સાથે સર્વે પરમેશ્વરના આશ્રયમાં રહ્યુંછે, તે પ્રમાણે જીવાત્મા પરમાત્માનું આ-

૩ પ્રાપ્તિ. ૪ મપાયલો. ૫ છુટો. ૬ નાહ્નાનો

વલંબન કરીને રહ્યોછે. તે અવિનાસી પરમાત્મામાં જીવાત્મા પ્રતિષ્ટિત છે જેમ રથની ધરીમાં અને રથની નેમિમાં આર સર્વ સમર્પિત થાય છે. તેમ એ પરમાત્મામાં સર્વ ભૂત, દેવતા, લોક, પ્રાણ, સમુદાય આત્મામાં સમર્પિત થઈ રહ્યાછે. જીવાત્મા પરમાત્મા એટલા તો પાસેછે કે તેઓમાં આકાશનો પણ [7]અવધાન નથી. આત્માની સાથે પરમાત્માનો એવો પાસેનો સંબંધછે. આપણે આશ્રિત થઇને શું આશ્રય ને જાણીએ નહિ ! જે મનુષ્ય તેને અન્તરમાં જુવેછે તે એક અદ્વિતીય સર્વના આશ્રયને અને પોતાના આશ્રયદાતાને જુવેછે. આત્મા પરમાત્મા બંને એકત્ર રહેછે. અને બંને પરસ્પરના બંધુછે. એ બેજણ સર્વદા એકત્ર રહેછે. એક જણ આશ્રય છે અને એક જણ આશ્રીત છે; એક જણ ફળ ભોગવનાર છે. અને એક જણ ફળદાતા છે. એટલા માટે તેની સાથે આપણો કેવો પાસેનો સંબંધછે.

કોઈ કહેછે કે તેની સાથે સહવાસ કેમ થઇ શકે? મનુષ્ય મનુષ્યનો સંગી થઇ શકે, પરંતુ ક્યાં તે ભૂમા અનાદ્યનન્ત પુરૂષ અને ક્યાં આપણે શૂદ્ર જીવ-આપણને વળી નાના પ્રકારના અભાવ છે, નાના પ્રકારની દુર્ગતિ છે. તેઓ તે મહાન પુરૂષને જોઇને અને પોતાના અતિ શૂદ્રભાવ જોઇને તેની આગળ જવાને સંકુચિત થાયછે. પરંતુ સહવાશ શું ? નહિ, એકત્ર રહેવું. દૂરની વસ્તુની સાથે સહવાસ થતો નથી પરંતુ અન્તરની સાથે કેમ નહિ એકત્ર થઇ શકાશે? એવી જે પાસેની વસ્તુ તેની સાથે સહવાસ કેમ ન થાય? આશ્રયથી આશ્રિત શું દૂર થઇ શકશે ? પ્રાચીન કાળના મહર્ષિઓ તેનો સહવાસ લાભ કરીને તેને "કરતલ ન્યસ્ત આમલકવત્" કહી ગયાછે; આમળાના ફળને જેમ આપણે હાથથી સ્પર્શ કરાયેછિયે તેમ તેને આત્મા દ્વારા સ્પર્શ કરી શકાયે છિયે. તે આપણાથી એટલો પાસે છેકે આત્મા તેને સ્પર્શ કરીને જાણી શકેછે; તેની સાથે સંસ્પૃષ્ટ[9] થઇ રહ્યોછે. જ્યારે તે આપણાથી એટલો પાસેછે, ત્યારે તેની સાથે સહવાસ કેમ ન થાય? સહવાસ બીજા કોને કહેવામાં આવેછે? આપણે મુક્ત હૃદયથી તેની આગળ પ્રાર્થના કરીશું તો તે સાંભળશે; તે આપણને જ્ઞાન આપેછે આપણે તેનું અમૃત વાક્ય સાંભળીયે છિયે, એ શું તેનો સહવાસ નથી? હું જ્યારે જે તેને કહુંછું તે એ સાંભળેછે. તે જે હુકમ

---

૭ આડ. ૮ સંકોચ પામેછે. ૯ વળગેલા.

કરેછે તે હું સાંભળુંછું એના કરતાં બીજુ સહવાસમાં શું જોઇએ! તેનું દક્ષિણ મૂખ દર્શન કરૂંછું, તેનો આગળથી જ્ઞાનનો ઉપદેશ સાંભળુંછું અને તેની આગળથી મારી પ્રાર્થનાના વાક્યમાં સહાય મળેછે એના કરતાં બીજુ સહવાસમાં શું જોઇએ ! જેઓ કહેછે કે તેની સાથે સહવાસ થઇ શકે નહિ તેઓ તો થોડા કાળને વાસ્તે વિવેચના કરીને જોશે તો તેઓને માલમ પડશે કે એવો સહવાસ બીજા કોઇની સાથે થતો નથી. તેના ઉપદેશ વાક્યમાં શબ્દ નથી, તથાપિ તે આપણે ગ્રહણ કરીયે છિયે; તેના સહવાસમાં આ સર્વ સ્થુલ ઇંદ્રિયની જરૂર નથી. આપણી ચક્ષુ, કર્ણની આવશ્યકતા થતી નથી. તે પોતે જેમ અચક્ષુ અકર્ણ તથાપિ સર્વ જુવેછે, સાંભળેછે; આપણે પણ ચક્ષુ, કર્ણ ન આપતાં તેનું સ્વરૂપ જોઇયે છિયે અને તેના અમૃતમય વાક્ય શ્રવણ કરીયે છિયે. જ્યારે એ પ્રમાણે તેને સાક્ષાત્ જોઇયે છિયે, તેનાં વાક્ય શ્રવણ કરીયે છિયે, તેનો સ્પર્શ કરીયે છિયે; ત્યારે સહવાસ શબ્દ વિના બીજી કેવી વાતથી આપણો સ્પષ્ટ ભાવ જાણી શકાય ? તે રસ સ્વરૂપછે, તેનો લાભ કર્યાથી જીવ આનંદિત થાયછે, જેમ આંખ વિના જ્ઞાન દ્વારા તેને જોવાયછે, સ્પર્શેન્દ્રિય વિના આત્મા દ્વારા તેને સ્પર્શ કરીયે છિયે; તે પ્રમાણે તેને અમૃત આનંદરસ જીભ વિના પણ આસ્વાદન કરીયેછાયે.

તેનો તે અતુલ્ય પ્રેમાનંદ આત્મામાં સિંચન કરેછે. તેનો પવિત્ર આનંદ જ્યારે આપણા આત્મામાં ઉદય થાયછે, ત્યારે રસ સ્વરૂપ કહીને પણ આપણે સર્વ ભાવ પ્રકાશ કરી શકતા નથી. કોઇ રસની સાથે તે રસનું મિલન નથી, તેની તુલના નથી. તેના સહવાસમાં ઇંદ્રિયનો સાહાય જોતો નથી. તે પોતે અતિન્દ્રિય છે, તેની સાથે સહવાસ પણ અતિન્દ્રિય છે. જીવાત્મા જ્યારે તેને સ્પર્શ કરેછે. તેનું પ્રસન્ન મુખ દર્શન કરેછે, તેનો ઉપદેશ સાંભળેછે. તેનો અમૃત રસ ચાખેછે; ત્યારે તેની ચક્ષુ, કર્ણ અને બીજી ઇંદ્રિયોની મદદની જરૂર પડતી નથી. તેની સાથે એવા પાસેનો સંબંધ છે કે, જીવાત્મામાં અને તેમાં આકાશનો ફરક નથી; કેમકે તેઓ બંને આકાશના અતીત છે. જીવાત્મા તેને સ્પર્શ કરી રહ્યોછે. બહાર સર્વત્ર તેનો પ્રતિબિંબ છાઇ રહ્યો છે; સૃષ્ટિના સૌન્દર્યમાં, મનુષ્યના મંગળ કાર્યમાં, બંધુઓના પ્રણયમાં

તેનો મંગળ ભાવનો સર્વ આદર્શ રહ્યો છે; તે જોઇને આપણે કૃતાર્થ થઇયે છિયે. પરન્તુ અન્તરમાં તેનું સાક્ષાત્ જોઇ શકીયે છિયે, આ આપણો મોટો અધિકાર છે. બાહાર તેનો પ્રતિબિંબ દેખાય છે; અન્તરમાં તેનું રૂપ દર્શન કરીયે છિયે. ત્યાં તેને જોવાથી એનો અર્થ સ્પષ્ટ સમજાશે કે, તે રસ–સ્વરૂપ તૃપ્તિનું કારણ છે; તે રસ સ્વરૂપનો લાભ કર્યાથી જીવ આનંદિત થાયછે. અહીઆં આપણે જે કંઈ ભોગવીયે છિયે તે સર્વ તેની કૃપાથી. વાયુ, વૃષ્ટિ, સૂર્ય, ચંદ્ર સર્વે મળીને તેનો ઉદાર પ્રસાદ વિતરણ કરેછે. પરંતુ તે પોતે પોતાને આપણા આત્મામાં પ્રકાશ કરીને જેમ પ્રીતિને કરૂણા પ્રકાશ કરે છે એવી કોઈ બીજી રીતથી પ્રકાશ થતી નથી. તે પોતાનું પ્રસન્ન મુખ પ્રકાશ કરે છે, પોતાનું પ્રેમ દાન કરે છે, પોતાના સત્પથે આપણને રક્ષા કરે છે, એ તેની સાથે આપણું પ્રધાન બંધન છે. તેણે આપણને જે દાન આપ્યું છે તે સર્વ દાનમાં પ્રધાન દાન છે. તેણે આપણને અમૃતના અધિકારી કર્યા છે એ આપણા સર્વ અધિકારમાં મોટો અધિકાર છે. આહા! કેવા આશ્ચર્ય! આપણે અહીંઆંથીજ જાણીયે છિયે, તે આપણો પરમ સંપદ્ છે. તે આપણી પરમ ગતિછે, તે આપણો પરમ લોકછે અને તેજ આપણો પરમ આનંદછે.

ॐ एकमेवाद्वितीयं

---

## पंचम व्याख्यान.

(આપણા ઉપર ઈશ્વરની પૂર્ણ પ્રીતિની દષ્ટિ છે અને સંસારમાં પ્રીતિની કમતાઈ છે તે વિષે.)

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्वतस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥

પરમાત્માની સાથે આત્માનો કયાં પ્રકારે સંબંધ છે; તેની સાથે સહવાસ કયાં પ્રકારે થઇશકે તે વિષે માત્ર એટલુંજ કહેવામાં આવ્યુંછે કે, તે આંખથી દેખાતો નથી; આપણે આત્મામાં તે જ્ઞાન સ્વરૂપનો પ્ર-

કાશ જોઇયેછિયે, તે શ્રવણેન્દ્રિયથી[1] અતિતર[2] છે; તથાપિ તેનો હુકમ અને ઉપદેશ સાંભળીયેછિયે, તે સર્વ ઇન્દ્રિયથી અતીત છે, તથાપિ તેનો સત્ય સુંદર મંગળભાવ ગ્રહણ કરીયેછિયે; તેનો અમૃતાનંદ-રસ[3] પીને પરીતૃપ્ત[4] થઇયેછિયે. તે ઇન્દ્રિયથી દેખાતો નથી પરંતુ આત્માની સાથે તેનો અતિ નિગુઢ[5] સંબંધ છે. આપણે ધ્યાનયુક્ત[6] થઇને, શુદ્ધ સત્વ[7] થઇને આત્મામાં તેનું સાક્ષાત્ જોઈ શકીયેછિયે. તે ભૂમાની[8] સાથે સહવાસ કર્યાથી આપણું આ શૂદ્ર જીવનનું સાર્થક થાયછે. જ્યારે જોઇયેછિયે કે તેની જ્ઞાનચક્ષુ આપણા ઉપર પ્રસન્ન ભાવથી રહીછે અને તેની ચક્ષુ આપણી ચક્ષુના ઉપર પડેલી છે; જ્યારે તેની સાથે આપણું સંમિલન[9] થાય છે. એક વેળા અનુભવ કરીને જુઓ, જ્ઞાન દૃષ્ટિથી એક વેળા આત્માને ઉન્નત[10] કરીને જુઓ તેનાથી ઇશ્વરની દૃષ્ટિ જોશો. તેની તે દ્રષ્ટિ છે તે પ્રેમ દ્રષ્ટિછે. તેનો જેવો પ્રીતિનો ભાવ છે. તેવો આપણે રાખવો જોઇએ, તેની પ્રીતિની આંખથી જુઓ, તો તેનાથી તેની ઉદાર[11] પ્રીતિ અનુભવ કરી શકશો; તેના પ્રતિ ઉદાસીન ભાવે[12] જોયાથી તે પ્રેમમયનો પ્રેમ જોઈ શકશો નહિ. અનુરાગ અને પ્રીતિની સાથે તેને જોયાથી તેની એક નવિ મૂર્ત્તિ પ્રકાશિત થશે.

એકની પ્રીતિથી પ્રીતિભાવ સંપૂર્ણ થતો નથી, પ્રીતિ બંનેની જોઇએ. ઈશ્વર જે આપણા ઉપર પ્રીતિ કરેછે તે પ્રીતિ પાછી આપણી પ્રીતિને આકર્ષણ[13] કરેછે. તે આપણા ઉપર અજસ્ત્ર[14] પ્રેમવારિ[15] વર્ષણ કરેછે.[16] આપણે તેને આપણું પ્રેમનું બિંદુ આપીને કૃતાર્થ થઇયેછિયે. ઉદાસીનનો મત જોયાથી તેનો વિશુદ્ધ ઉજ્વળ પ્રેમ અનુભવ થઇ શકતો નથી; વિશુદ્ધ જ્ઞાન નેત્ર અને પ્રીતિની નયનથી તેની પ્રેમ દૃષ્ટિ પ્રકાશ આપેછે. તેની દૃષ્ટિ માનાં સ્નેહના પ્રમાણે છે. માનાં સ્નેહના પ્રમાણે તે પ્યાર ભરેલી દૃષ્ટિથી સર્વ જગત્‌ને મોહીત કરેછે, સર્વ જગત્ અને હરએક હૃદય તેના સ્નેહ રસથી સિંચિત થઈ રહ્યુંછે; તે પ્રત્યેક મનુષ્યોને પૃથક પૃથક[17] જુવેછે. તે એકલો પ્રત્યેક આત્મામાં પ્રેમની મુખ્ય

---

૧ સાંભળવાની ઇંદ્રિયથી, ૨ બાહાર, ૩ અમરતનો આનંદનો રસ, ૪ શાંત, ૫ ગુપ્ત ૬ ધ્યાનથી જોડાએલા, ૭ પવિત્ર. ૮ ઇશ્વરનુ નામ વિશેષ, ૯ મળવું. ૧૦ મોટો, ૧૧ મહાન, ૧૨ તાછલ્ય ભાવે, ૧૩ ખેચાણ. ૧૪ પારવિનાનો, ૧૫ પરેમવનો વરસાદ, ૧૬ વરસાવેછે, ૧૭ જુદા જુદા.

શાંત કરેછે, પૃથ્વિમાં જો કોઈ બીજા ન હોત અને હું એકલો તેના રાજ્યનો અધિકારી હોતતો તેનાથી તેમ તે મને જોત તેમ હાલ અગણ્ય[18] જીવમાં પણ તે મને જુવેછે. રાજા પોતાના રાજ્યની હરએક પ્રજાને જાણી શકતી નથી, જગત્પિતા તેના અસીમ સંસારના હરએક પુત્રને પોતાનો સ્નેહમય ખોળો આપે છે.

જન્મથી જેના આશ્રયમાં રહ્યાછે, હમણાં પણ જે આપણા સર્વને તેનો પ્રેમ આપે છે, તેને કૃતજ્ઞ ચિત્તની સાથે નમસ્કાર કરો; સર્વ મન અને આત્મા તેમાં સમર્પણ કરો. જન્મથી જે આપણી રક્ષા કરે છે. ગર્ભમાં આવ્યા ત્યારથી જેના સ્નેહથી આપણે લાલિત પાલિત થયાછિયે; તેને નમસ્કાર કરો. તેનો આવો સ્નેહ કયાંથી ઉત્પન્ન થયો ? આપણે આ પૃથ્વિમાં કંઈ જાણીને તથા સાંભળીને આવ્યા નોહોતા; આપણે એક વખતે માટીના ઢેપાની માફક અચેતન હતા; અંધકારમાં આવૃત[19] હતાં; ક્યાં શું છે તેપણ જાણતાં નોહોતા, પ્રકાશ જોતાંજ કયાંથી સ્નેહ આવીને આપણને આલિંગન કર્યું. ત્યારે આપણો એવો શો ગુણછે, શું આકર્ષણ હતું કે આપણા ઉપર કોઈ પણ યત્ન કરી શકે ? પરંતુ ઈશ્વરે પેહેલાથી માતાના હૃદયમાં સ્નેહ પ્રેરણ કર્યો હતો. તે સ્નેહે આપણને સર્વ વિઘ્નથી રક્ષા કરેછે. આપણા જીવની રક્ષાના કારણથી ઈશ્વરે માના સ્તનમાં દુધ આપ્યું, માતાના હૃદયમાં સ્નેહ આપ્યો; એ સ્નેહથી અને દુધથી એક વખત લાલિત પાલિત થયાછિયે. તેની પ્રીતિની આપણે પ્રાર્થના કરી નોહોતી તેણે પોતે આવીને આપણને ગ્રહણ કર્યા તેને પ્રથમથી આપણી ઉપર પ્રીતિ કરીછે, આપણે કેટલા કાળ પછી જાણવાને શક્તિમાન થયાછિયે અને હાલ તેને પ્રીતિ પ્રદાન કરીયેછિયે[20] જ્યારે આપણે દાંત નોહોતા ત્યારે તેણે દુધ આપ્યું, જ્યારે દાંત થયા ત્યારે શું અન્ન આપશે નહી? જ્યારે બુદ્ધિ નોહોતી ત્યારે રક્ષા કરી હતી; જ્યારે બુદ્ધિ બળમાં આપણને સંપન્ન કર્યાછે, ત્યારે શું આપણને પાછો આશ્રય આપશે નહિ ? જ્યારે અનાથ અને દુર્બળ હતા ત્યારે પોતાના ખોળે રાખીને પાળન કર્યું, હાલ શું આપણને પરિત્યાગ કરશે? શું તે તેની પ્રીતિથી વંચિત[21] કરશે? તે તે વેળા આપણો પિતા, માતા અને સર્વસ્વ હતા, હાલ પણ તે આપણો પિતા માતા અને અનન્તકાળ પર્યન્ત આપણો પિતા માતા રેહેશે. તેની પ્રીતિ—વીહીન

૧૮ ગણ્યાથી પાર ન આવે તેવા, ૧૯ ઢંકાયલા, ૨૦ આપીયે છિયે, ૨૧ દુર.

થઇને આપણું અનન્ત જીવન લઇને શું કરશું? આપણે શું અનન્ત કાળ કેવળ ઉદાસીનથી તૃપ્ત થઈ શકશું? તેની ઉદાર પ્રીતિ આપણે વધારે ઉજ્વળ રૂપે અનુભવ કરશું? આપણે તેને પ્રીતિ વધારે રૂપથી દાન કરી શકશું એવી રીતથી આપણું સર્વ જીવન જશે. તે આપણને જ્ઞાન ધર્મની શિક્ષા આપીને તિતિક્ષા ધૈર્યનું કવચ પેહેરાવીને આ પૃથ્વિના કઠોર વ્રતમાં ફરવાને રાખ્યા છે તેના હમેશ સહવાસને વાસ્તે આપણે અહીંઆંથી તૈયાર થઇયેછિયે. તેના સર્વ કૃતજ્ઞ થાઓ. તેને વર્તમાન જોઇને તેને સાક્ષાત્ પ્રતક્ષ કરીને પોતાને કૃતાર્થ કરો. પ્રીતિની આંખથી તેનું વિશુદ્ધ પ્રેમ દર્શન કરો; એવો બંધુ બીજો આપણો કોઈ નથી આપણી પ્રાર્થના પુરી નથાય તેટલામાં આપણી પ્રાર્થનીય સર્વ વસ્તુ તે એકઠી કરી રાખે છે. આપણી કામનાના પેહેલાં સર્વ પ્રકારની કામ્ય વસ્તુ વિધાન કરેછે.[૨૨] તેનો આ ઉદાર પ્રતિભાવ જુઓ, અને આ શુદ્ર સંસારનો ભાવ જુઓ. અહીંઆં જેની આગળથી સર્વ આશા રાખ- વામાં આવેછે તેનાથી દૂર થઈ શકાય છે. જેને પુત્રના પ્રમાણે પાલન કરીને મનમાં વિચાર કરવામાં આવેછે કે, એ વૃદ્ધ કાળમાં મને કામ લાગશે ત્યાંથી પણ નિષ્ઠુર આધાત કરી શકેછે. અકૃત્રિમ[૨૩] પ્રેમભાવમાં બંધુના હાથમાં પોતાનું સર્વ હૃદય સોંપવામાં આવે તે તેને મળ્યાથી નાના પ્ર- કારના કષ્ટો આપવાને તૈયાર થાય છે, જ્યાં કૃતજ્ઞતાની આશા રાખવામાં આવેછે ત્યાં કૃતઘ્નતા જોવામાં આવેછે, જ્યાં બંધુતા રાખવામાં આવે છે ત્યાં શત્રુતા દ્રષ્ટ થાયછે.[૨૪] આ અંધકાર સંસારમાં આપણે કોની પ્રીતિના ઉપર નિર્ભર થઇ શકશું? કેવળ સત્યધર્મા ઈશ્વરની પ્રીતિની ઉપર નિર્ભર[૨૫]કર્યાથી સર્વ નિષ્ઠુરતાનો[૨૬] અતિક્રમ[૨૭] કરશે. જો આપ ણે તેની પ્રીતિથી બાહર થાત તો આપણી કેવી દુર્દશા થાત? કોની ઉપર નિર્ભર થઇને આપણે શાંતિને પ્રાપ્ત થાત? આ સર્વ દુર્બળ અને સ્વાર્થ પર લોકો, એ પોતપોતાના વિષયમાં ગુથાએલા છે તે બીજાના વિષયમાં શું જોશે? શુદ્રના આશ્રયમાં આપણું પરિત્રાણ મળતું નથી. આ પ- વિત્ર સ્થાનમાં જુઓ ઈશ્વરનો કેવો ઉદાર[૨૮] ભાવ છે? તે આપણને પ્રીતિ દાન કરીને બીજા સર્વને પ્રીતિનો અભાવ[૨૯] દૂર કરેછે, જ્યાંથી જેટલું કષ્ટ મળે, જેટલા પ્રકારથી હૃદય વેદના મળે તેની સમીપમાં[૩૦]

---

૨૨ આપેછે. ૨૩ કપટ વિનાના. ૨૪ જોવાયછે. ૨૫ ભરોસો. ૨૬ ખરાબીનો ૨૭ પાર, ૨૮ દયાળુ, ૨૯ કમતાઇ, ૩૦ પાસે,

ગયાથી તે સર્વની શાંતિ થાયછે. જ્યાં નિર્ભય કરવા જઈએ તે સ્થાન-માંથી ફરીને આવીયેછિયે; પરંતુ આપણો જે ચિરજીવનનો સખા[31] છે તે આપણી સાથેજછે. તેના આધિન રહીને આપણે સ્વાધિન થયાછિયે. આપણો મનુષ્યત્વ તે હાલ આપણો અલંકાર છે. પછી મુ-ક્તિની અવસ્થા લાભ કરીને શોક-મોહથી વિમુક્ત[32] કરીને હૃદયની ગાંઠોથી નિષ્કૃતિ[33] થયાથી આપાણું જગત્માં આવવું સફળ થશે. પરંતુ એક સમયમાં તે અવસ્થાનો છેડો આવશે નહિ. અનન્ત કાળસુધી આનંદના ઉપર આનંદ, પ્રેમના ઉપર પ્રેમ, લાભ કરતાં રહેશો. જેના ઉપર આપણી એવી આશા અને ભરોસો છે તેને પરિત્યાગ કરશો ના. તેની પ્રીતિના ઉપર નિર્ભય કરીને સર્વ વ્યાધિ[34] અને પીડાથી મુક્ત થાઓ, તે આપણો પરમ બંધુ છે, તે આપણો ઉપાસ્ય દેવતા છે તે આપણી સર્વ કામનાની પરિસમાપ્તિ છે. તેની આગળ પ્રાર્થના એ છે કે હાલ જેમ તે આપણી આગળ પ્રકાશ થાયછે, તે પ્રમાણે તે આપણા હૃદયમાં ચિર સ્થાયી[35] રહો. તે આનંદ સ્રોત આપણા હૃ-દયમાં સર્વદા વેહેતો કરો, તેના વિના આપણી બીજી ગતિ નથી. તેનો પ્રેમ આપાણું સર્વસ્વ છે. હે પરમાત્માન્ ? અમૃતાનંદથી અમારા આ-ત્માને અભિષિક્ત[36] કરો. અમારી દૃષ્ટિ તમારી પ્રીતિ દૃષ્ટિ ઉપર સ-ર્વદા રહો. અમારી ઈચ્છા તમારી મહતી ઈચ્છાની સાથે યુક્ત રહો. અમે જો તમારો નિયમ તોડીએ તો અમોને હજારો દંડ આપો; પરંતુ અમોને પરિત્યાગ કરશો ના. હે પિતા ! તમારા વિના બીજી અમારી ગતિ નથી.

## ॐ एकमेवाद्वितीयं.

---

## षष्ट व्याख्यान.

### (બાહરના જગત્ના કરતા મનુષ્યના આત્મામાં સત્યજ્યોતિ પરમેશ્વર વધારે પ્રકાશ આપેછે તે વિષે)

तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमाविद्युतो भान्ति कुतोऽयमग्निः

---

૩૧ બંધુ. ૩૨ મુક્ત. ૩૩ મુક્ત. ૩૪ દુઃખ. ૩૫ હમેશાં. ૩૬ તર.

तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥

શિષ્યે આચાર્યને પુછ્યું કે, હે ભગવાન! તે અનિર્દેશ્ય[1] સુખસ્વરૂપ પરમેશ્વર, જેનો અચિંત્ય[2] અનન્તભાવ વાકયથી કહી શકાતો નથી, જેને બ્રહ્મ પરાયણ સત્યવ્રત જ્ઞાનવાનો સાક્ષાત્ જુવે છે, તેને હું કયાં પ્રકારે જાણું! તેને ક્યાં જોવું! કોણ તેનો પ્રકાશ કરી શકે! આચાર્યે ઉત્તર આપ્યો કે સૂર્ય તેને પ્રકાશ કરી શકતો નથી, ચંદ્ર તારા તેને પ્રકાશ કરી શકતા નથી, આ વિજળી સર્વ તેને પ્રકાશ કરી શકતી નથી; ત્યારે આ નિર્જીવ[3] અગ્નિ તેને કેમ પ્રકાશ કરી શકે! ત્યાં સૂર્ય-ચંદ્ર પ્રકાશ આપતો નથી, ત્યાં તેઓ સર્વ અંધકારમાં છે. કેવળ આત્મજ્યોતિ તેનો પ્રકાશ કરી શકે છે. આત્મજ્યોતિના યોગે તે સત્ય જ્યોતિનો પ્રકાશ થાય છે, સૂર્યચંદ્રની જ્યોતિ એ જ્યોતિની આગળ તેજ વગરની થાય છે. આત્મ જ્યોતિથી તે સત્ય જ્યોતિનો પ્રકાશ થઈ શકે છે. એ આત્મ જ્યોતિ શું છે! એક વેળા મનને દૃઢ કર્યા પછી ધ્યાનમાં નિમગ્ન થઇને[4] અન્તરમાં દૃષ્ટિ કરો તેનાથી જાણશો કે આત્મ જ્યોતિ શું છે. "अस्तमिते आदित्ये" સૂર્ય અસ્ત થઈ ગયો. "चंद्रमासिअस्तमिसे" ચંદ્રઅસ્ત થઈ ગયો, " शांतेअग्नौ " અગ્નિ હોલવાઈ ગઈ; કઈ જ્યોતિ બાકી રહી છે. તે આત્મજ્યોતિ બાકી રહી છે. હાલ પ્રત્યક્ષ જુઓ. હમણાં સૂર્યની જ્યોતિ નથી, સૂર્ય અસ્તમિત થયો છે; અહીંઆં ચન્દ્રનું કિરણ નથી અહીંઆં કેવળ અગ્નિનો પ્રકાશ છે. વિચારો કે અહીંઆંના સર્વ દીવા હોલવાઈ જાય તો સર્વ અંધકાર થાય. હમણાં હું આ પ્રકાશમાન મંદિરમાં સર્વ બ્રહ્મોપાસક મહાત્માઓની મૂર્ત્તિ જોવુંછું તે હું અંધકારમાં જોઈ શકીશ નહિ. આ જગ્યા જો હમણાના પ્રમાણે શબ્દ વિનાનો રહે, હમણાં ઇશ્વરનો મહિમા સાંભળવાને સર્વ જેમ સ્તબ્ધ[5] થઇને તેમાં નિમગ્ન રહ્યા છે. હાલ આ દીવા હોલવાઈ જાય અને જો તેઓ તે પ્રમાણે રહે તો આ શબ્દ શૂન્ય[6] દીવા વગરના ગૃહમાં કોઈ કોઇને જાણી શકે નહિ પરંતુ જો આપણે આ અંધકારમાં સ્થિર[7] બેશીએ, તથાપિ આપણા અન્તરમાં આત્મ જ્યોતિ હોલાતી નથી. પ્રત્યેક મનુષ્યો ત્યારે પોતાને જોઈ શકશે,

---

૧ નામ વગરનો, ૨ ચિંતનથી બાહર, ૩ જીવ વિનાનો, ૪ ડુબીને, ૫ ચુપ.
૬ શબ્દ વિનાની, ૭ હાલ્યા ચાલ્યા વિના,

આત્મનો દીવો તે અંધકારમાં વધારે ઉજ્જ્વળ[8] થઈ ને પ્રકાશ આપશે. તે આત્મ જ્યોતિની સાથે તે સત્ય જ્યોતિનો પ્રકાશ થશે; તે આત્માનો કારણ આશ્રય, બંધુ, તે અન્તર્યામી અમૃત પુરૂષ છે, તેની સાથે સાથે દેખાવ આપશે. જેને સૂર્ય ચન્દ્ર પ્રકાશ કરી શકતા નથી. આત્મ જ્યોતિથીજ તેનો પ્રકાશ જોવાયછે. જે તેને બહારના પ્રકાશથી જોવાનો શ્રમ કરેછે. તે નિર્બોધ[9] છે. એ કોણ નથી જાણતું કે, તે અન્તરે આત્માને અન્તરમાં જોઈ શકાયછે, અન્તરમાં તેને શોધવો જોઈએ. જગત્‌માં તેના જ્ઞાન અને મંગળ ભાવની છાયા માત્ર છે, તેનો પ્રકાશ અન્તરમાં, "तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति" તેના પ્રકાશથી સર્વે પ્રકાશ આપે છે, પરંતુ સર્વ તે પ્રકાશની છાયાછે; તેનો દીવો હૃદયમાં રહ્યોછે; આત્મામાં તેનું ઉજ્વળ પ્રકાશ છે. જ્યારે આત્મામાં "એ ઉજ્વળ અંતઃકોષમાં[10]" તે સુર્યનો દીવો પ્રકાશ આપેછે, ત્યારે શું થાયછે! પ્રાતઃકાળે સૂર્યચંદ્ર એકત્ર ઉદય થયાથી જે થાયછે તેજ થાયછે ત્યારે જોશો કે, તે સૂર્યના પ્રકાશથી ચંદ્ર પ્રકાશ આપેછે; આત્મા તેના પ્રકાશથી પ્રકાશિત થાય છે; જીવાત્માનું જીવન ધર્મ, જ્ઞાન પ્રેમ અને સર્વ પ્રકાશ તેનાથી જોવામાં આવેછે, તે આત્માનો મૂળ કારણ અને આશ્રય રૂપથી જોવામાં આવેછે. જ્યારે અન્તર આકાશમાં[11] પરમાત્મા રૂપ સૂર્યનો પ્રકાશ જોવામાં આવેછે, ત્યારે શું આપણા ઉપર વધારે લક્ષ[12] રહેછે ! તે પ્રખર[13] સૂર્ય જ્યોતિની આગળ શું ચંદ્રની જ્યોતિ પ્રકાશ આપી શકે! તેના તે પ્રકાશની આગળ આપણો શુદ્ધ ભાવ સર્વ વિદૂરિત[14] થાયછે. જે ભૂમાં, પૂર્ણ મંગળ, નિષ્કલંક, પવિત્ર સ્વરૂપ, નિરવદ્ય[15], અને નિરંજન છે; તેના ઉપર પ્રીતિ ભાવ દોડ્યાથી શું પોતાના પ્રતિ પ્રીતિ રહેછે ! ત્યારે આપણી તે પ્રીતિ દૃષ્ટિ શું તેનાથી કોઈ બીજી તરફ લઈ જવાયછે? જ્યારે સર્વ ભાવ અને પ્રીતિ, તેમાં અર્પિત થાય છે[16] તેનાથી પ્રીતિ ઉજ્જ્વળિત[17] થાય છે, પોતામાં પ્રીતિ તેમ અસ્તમિત[18] થાય છે. તે પ્રીતિ ઇશ્વરમાં જઈને વિશુદ્ધ[19] થયા પછી જ્યારે સંસારમાં ફરીને આવે છે ત્યારે આહા! તે કેવી શોભામાન થઈ રહે છે. આહા! તે

---

૮ સફેદ, ૯ મુરખ, ૧૦ અંતરમાં, ૧૧ અંતરના આકાશમાં, ૧૨ ધ્યાન, ૧૩ તેજદાર, ૧૪ દુર, ૧૫ નામ વિશેષ ૧૬ આપવામાં આવે છે. ૧૭ પ્રકાશમાન, ૧૮ અસ્ત, ૧૯ પવિત્ર,

કેવી વિશુદ્ધ જ્યોતિ! તેની સંગતથી પવિત્ર અને નિમ્નગામી[20] થઈ તે પૃથ્વિના સર્વ સ્થાનને નરમ કરે છે. ઈશ્વર પ્રેમી મહાત્મા[21] તે મંગળ સ્વરૂપનો આદર્શ[22] ગ્રહણ કરીને શાંતિ લાભ કરે છે. તેની શોભા અનુભવ કરીને તે શોભા ધારણ કરે છે. ઈશ્વરનો ભાવ તે જેટલો મેળવે છે તેનાથી તે પોતાને ભાગ્યશાળી સમજે છે. તેને છોડીને પોતામાં જે કુત્સિત્ [23] ભાવ હોય છે તે જોય છે; તેની સાથે રહીને પોતામાં જે મહત્વ[24] છે તે પણ જોય છે. ઈશ્વરનો સુંદર મંગળ ભાવ જો તે કણા માત્ર પણ પાન કરે તો તે સર્વ રાજતત્વની સાથે તે બદલાવવાને ચાહતો નથી, ઈશ્વરના તે મંગળ ભાવમાં તેનું સર્વસ્વ છે; તેની આગળ રાજ્ય ઐશ્વર્ય તે કંઈજ નથી, આપણી એવી દુર્બળતા છે કે, એક પળ પણ તેનો જે પ્રકાશ છે તે આપણે ધારણ કરી શકતા નથી; પરંતુ આ એક પળનો પ્રકાશ આપણા જીવનને નવો કરે છે, આપણી સાંમે વિજળીના પ્રમાણે તેનો ઉદયાસ્ત[25] થાય છે, પરંતુ આપણને આશા થાય છે કે, અહીંઆં તે આપણને જે એક એક વેળા આલિંગન કરે છે[26] પછી તે આપણને હમેશ આલિંગન આપશે. આપણે એવા દુર્બળ હોવાથી દોષમાં ગ્લાનિમાં[27] પૂર્ણ થઈને પળને વાસ્તે પણ તેનો પ્રકાશ જોઈશકીયે છિયે, એ કંઈ સહજ સૂચના નથી એનાથી તેની મંગળમયી ઈચ્છા પ્રકાશ થાય છે કે, ભવિષ્યમાં આપણને વધારે સારી રીતે દાન કરશે. આપણે એક પળનો જે આનંદ ભોગવીને જ્યારે પોતાને ધન્ય માનીયે છિયે ત્યારે અધિક કાળને વાસ્તે તે ભોગવવામાં આવે તો આપણી અવસ્થા કેવી થાય? તે અવસ્થા લાવવા વાસ્તે આપણે શું ન આપવું જોઈએ! આપણે ઘણા દુર્બળ છિયે કદી તે મહાન્ આનંદ આત્માને પ્લાવિત[28] કરે છે, કદી પાછો તે વિલુપ્ત થાય છે.[29] તે ચિરસ્થાયી થયાથી સંસારનો આકર્ષણ કંઈ રેહેતો નથી. અહીંઆં જ્યારે વિજળીના પ્રમાણે પળ પળમાં ઈશ્વરનો પ્રકાશ જોઈ ને આપણું સર્વ જીવન પરિવર્તન[30] થઈ જાય છે; જ્યારે સૂર્યની પ્રમાણે તેનો નિરંતર[31] પ્રકાશ જોવાશે ત્યારે આપણે કેવા સંપદનો લાભ કરશું? એક

---

૨૦ નિચે. ૨૧ મહાન પુરૂષો, ૨૨ પ્રતિબંબ ૨૩ ખરાબ, ૨૪ સાર, ૨૫ ઉદય થઈને અસ્ત થવું ૨૬ ભેટે છે. ૨૭ દલગીરમાં, ૨૮ ભરપુર, ૨૯ જતો રહેછે. ૩૦ ફેરફારવાળુ ૩૧ હમેશા,

પળની આનંદનો સ્વાદ પામ્યાથી આપણા સર્વ ક્લેશ દૂર થાય છે. સર્વ પૃથ્વિમાં જો શત્રુ થાય, તથાપિ આત્મા તે બિંદુ માત્ર[32] અમૃત પામીને એવા બળવાન થાય છે કે તે સર્વ પૃથ્વિને તુચ્છ કરે છે. હાલ જેમ રાત્ર દિવસની ફેરફાર થાય છે તે પ્રમાણે અંતરમાં ઈશ્વરના ભાવનો ઉદયાસ્ત થાય છે, પછી તે ભાવનો અસ્ત થશે નહિ:

ઈશ્વર અંતરમાં ઉદય થશે, સૂર્ય કિરણના પ્રમાણે તેનો પ્રકાશ અવિચ્છેદ[33] થી જોશો. અહીંઆં આપણી એવી શિક્ષા થાયછે. તે આપણે જોવું જોઈએ, આત્મામાં પરમાત્માનો પ્રકાશ કેટલો થયો, તેની સાથે યોગ કેટલો સ્થાયી[34] થયો. તેને વાસ્તે કેટલો ત્યાગ સ્વીકાર કરી શક્યા. એ જોવાનું કંઈ જરૂર નથી કે કેટલું ધન-માન-કીર્ત્તિ મેળવી, એ સર્વ ગણવામાં આયુષ્યનો નાશ કર્યાથી શું થશે! મૃત્યુના સમય સર્વ શૂન્યછે, સર્વ અંધકાર જોશો. જે ધન નિત્ય છે તે ધન છે તે અક્ષય[35] ધન છે, તેનો કેટલો સંગ્રહ કર્યો તેની ગણત્રી કરીને જુઓ. એ ધન મળ્યાથી સર્વ કંઈ મળશે. પરંતુ સંસારમાં એનાથી વિપરીત ભાવ જોવામાં આવેછે. લોકો સહજ ધર્મને અવહેલા[36] કરીને ચિરસ્થાયી ધર્મને અવહેલા કરીને સર્વ શુદ્ર વિષયના પછવાડે દોડેછે. થોડા માન અને યશને વાસ્તે ધર્મને ઈશ્વરને પરિત્યાગ કરેછે એ કેવો આશ્ચર્ય છે! આતે કેવો મોહ! તેઓને સમજાવતાં પણ સમજી શકતા નથી. મોહ આવીને તેઓને અંધકારમાં લઈ જાય છે. તે નિત્ય ધન છે તે ચિર સંપદ છે, તે તમો હમેશાં સંભોગ કરી શકશો એ આશાથી કેમ આનંદિત થતા નથી? કેમ નહિ વિષય-વિપત્તિ-સંપદને તુચ્છ કરી શકો? જેને સૂર્ય ચંદ્ર પ્રકાશ કરી શકતા નથી; તેનો પ્રકાશ આપણે સૂર્ય ચંદ્રના પ્રમાણે જોઈ શકશું. અહીંઆં પરીક્ષામાં એનો આભાસ[37] જોઈયે છિયે. એ ભાવ હમેશાં રહ્યાથી શું દુઃખ થઈ શકેછે? શું શોક થઈ શકેછે! શું મોહ આવી શકેછે! ના. સર્વ દુઃખ સહન કરી શકાય છે, દુર્બળ શરીર બળવાન થાયછે, નિર્વીર્ય મન વીર્યવાન થાયછે, એની આશામાં શું બળ આવતું નથી? એ શું ભવિષ્યનો માર્ગ બતાવનાર નથી? પ્રત્યક્ષની સાથે, આશાની સાથે જ્યારે સંમિલન થાય છે; ત્યારે સંશય અંધકાર

---

૩૨ ટીપુ. ૩૩ આડવિના, ૩૪ હમેશનો, ૩૫ નાશ વગરનુ ૩૬ અવજ્ઞા, ૩૭ છાયા,

કંઈ રહેતું નથી. કરોડો સૂર્ય જેને પ્રકાશ કરી શકતા નથી, તે આત્મામાં પ્રકાશિત થાયછે, એ આપણા પ્રત્યક્ષ છે તે ત્યાં હમેશાં રેહેશે એ આપણી આશા છે. હે સત્યધર્મા! તમે જ્યારે એ આશા આપોછો તમે મારા હૃદયમાં ચિરસ્થાયી રેહેશો તે અવસ્ય પૂર્ણ કરશો. કેટલા દિવસ હું તે દિવસને વાસ્તે અપેક્ષા કરીશ. જે દિવસે હું તમારી સામે પરિપૂર્ણ આનંદમય થઇશ અને નિત્ય કાળ તમારી સાથે રહીશ. હે પરમાત્મન! હું તમારા શર્ણાપન્ન થયોછું. હું તમારી આગળ અહીંઆંનું ધન માન પશ મેળવવાની ઇચ્છાથી આવ્યો નથી. કેવી રીતથી મને લોકો આદર્શ કરશે કેવી રીતથા સર્વ લોકો મને માન આપશે; એ પ્રાર્થી થઈને[૩૮] હું તમારી આગળ આવ્યો નથી. પરંતુ એ વાસ્તે તમારા શરણાપન્ન થયોછું કે, તમે મારી દુર્બળતા પરિહાર કરશો[૩૯] પાપ કલંકથી ઉદ્ધાર કરશો. હે પતિત પાવન? તમારા અમૃત સહવાસમાં નિરન્તર રેવું એવી મારી ઇચ્છા અને આશા છે. એ આશા પૂર્ણ કરો. હું અકૃતિમ હૃદયથી તમારો સરલ માર્ગ અવલંબન કરી શકું. તમારી કૃપાથી સંસારમાં સર્વ નિઠુરતા[૪૦] અતિક્રમ કરી શકું.[૪૧] તમારી પ્રીતિ પૂર્ણ દૃષ્ટિના ઉપર મારી પ્રીતિની આંખ સર્વદા રાખું તમારી ઇચ્છાના આધીનમાં રહીને સર્વ કાર્ય કરી શકું. એ મારી પ્રાર્થના છે. તે શિવાય તમારી આગળ બીજી કંઈ પ્રાર્થના નથી.

## ॐ एक मेवा द्वितीयं

## सप्तम व्याख्यान.

### (સત્ય જ્યોતિ પરમેશ્વર સર્વનો પ્રાણ સ્વરૂપ છે તે વિષે.)

प्राणोह्येषयः सर्वभूतैर्विभाति ।

આ સત્ય આપણા આત્મામાં ઠસેલું છે કે, ઇશ્વર અંતરમાં ઉજ્જ્વળ પ્રકાશ આપે છે; આત્મજ્યોતિથી તે સત્યજ્યોતિની પ્રકાશ થાય છે, તે જ્યોતિને ચંદ્ર, તારા, વિજળી પ્રકાશ કરવાને શકિતમાન થતી નથી. આત્માના ઉજ્જ્વળ કોષમાં તે નિર્મળ નિરવયવ પરમાત્મા બિરાજે છે. તે આપણો અન્તરતમ પ્રિયતમ પરમેશ્વર છે. અહીંઆં

---

૩૮માગવાને. ૩૯હરશો. ૪૦ખરાબ ગુણ. ૪૧પાર થઈ શકું.

તેને પ્રત્યક્ષ જુઓ. જો આ પવિત્ર ઉપાસનાની જગ્યા ઉપર આવીને તેને ન જોયાથી, જેમ આવ્યા હતા તેમ શૂન્ય હૃદય ચાલ્યા જાઓ તો અહીંઆં આવવાનું કંઈ પ્રયોજન¹ નથી. અહીંઆં તેનું દર્શન લાભ કરીને પુણ્યવાન થાઓ, અહીંઆંથી કેટલીક વાર આ ઉપદેશ સાંભળ્યો છે, અને જેટલીવાર કેહેવામાં આવે તેનાથી આ વાક્ય કદી જુનુ થતું નથી, જે પરમાત્મા અન્તરમાં અન્તર છે, અન્તરમાં તેનો ઉજ્વળ પ્રકાશ જોવામાં આવે છે, હમણાં તેને પ્રત્યક્ષ કરો "प्राणोह्येष" તે સર્વનો પ્રાણ સ્વરૂપ છે. પુણ્યાત્માના અન્તરમાં તે પરમાત્માસ્વરૂપ સૂર્યનો પ્રકાશ દેખાય છે; તે સત્ય જ્ઞાન જ્યોતિનો ઉજ્વળ દીવો આત્મામાં સળગતો દેખાય છે; તે એમ છે કે તે પરમેશ્વર પ્રાણસ્વરૂપ છે તે મૃત્યુના જેવો નથી, તે અમૃત છે અને સર્વનો પ્રાણ છે. જે આત્મામાં પ્રકાશ થાય છે. આપણે તેને આત્માનો પ્રાણરૂપથી જોઇયે છિયે, આપણો દેવતા ઊંઘેલો નથી, તે જાગ્રત, જીવન્ત દેવતાછે; તે સર્વ જગત્‌નો પ્રાણ, અને પ્રાણનો પ્રાણ છે, તે પ્રાણ સ્વરૂપ સર્વના ઉપાસકના પરમ દેવતાને જ્યારે અન્તરમાં સાક્ષાત્ જોઇયે છિયે ત્યારે તેની ઉપાસનાનું સાર્થક્ય થાય છે, જ્યારે તેની આંખની સાથે આપણી આંખનું મળવું થાય છે ત્યારે તેની પૂજા યથાર્થ થાય છે. ઉપાસનાની વેળા તેને ન જોયાથી તેને કેમ ભક્તિથી પ્રણામ કરશો આશુ આવેલી નયનથી કેવી રીતે તેની પ્રાર્થના કરશો? આપણે શું મરેલા શરીરની સાથે કદી વાત કરી શકીયે છિયે? તે અમૃતનો, તે પ્રાણ સ્વરૂપનો ઉપાસક થઇને શું લાકડા, પથર અને માટીના ઢેપા કરતાં તેને વધારે જોઈ શકશો નહિ, સર્વ સમયમાં તેનો પ્રકાશ જોવામાં આવે છે, આપણી પ્રાર્થના, આપણે ઘણા દુર્બળ જાણીને જો પ્રાર્થના નહિ કરીએ તો જ્યારે તેની પૂજા કરીયે છિયે જ્યારે તેના પવિત્ર ચરણે ભક્તિ પુષ્પ પસારિયે છિયે તેનો મહિમા ગાવામાં જીવનનું સાર્થક્ય કરવાની ઇચ્છા કરીયે છિયે. ત્યારે પ્રથમ શું તેનો પ્રકાશ જોવામાં આવશે નહિ? જો તે વિશુધ જ્ઞાન જ્યોતિને ન જુવે તો મનનો ભાવ કેમ તેની આગળ કહી શકાત? હમણાજથી તેનો

---

૧ જરૂર.

પ્રકાશ જુઓ. આત્મજ્યોતિથી તેનો પ્રકાશ જુઓ. તે સર્વનો પ્રાણસ્વરૂપ છે. તે સર્વવ્યાપી અમૃત પુરૂષ જડમાં, આત્મામાં વ્યાપ્ત છે; તેને પ્રીતિ પુષ્પ દાન કરવામાં ચુકવું નહિ. આપણો જો એ શુભ ઉદ્દેશ્ય હોય તો તે જરૂર સિદ્ધ થશે. જુઓ હમણા શું થાય છે. આપણે ઇશ્વર લાભને વાસ્તે આપણું હૃદય તલવલે છે. તેની સાથે સાથે અહીંયાં તે આપણને દર્શન આપે છે; આ દીવાના કિરણમાં તેનો પ્રકાશ જોવાય છે; આપણા અંતરમાં તે નિરવદ્ય સુંદર પુરૂષને સાક્ષાત્ લાભ કરીયે છિએ. જે આપણો ઉપાસ્ય દેવતા છે; તે જાગૃત જીવન્ત દેવતા છે; આપણું શરીર તેનું મંદિર છે. આત્મા તેનું આસન છે; જ્યાં તે સર્વદા બિરાજે છે. જુઓ આપણો કેવો મોટો અધિકાર છે! તે જોવાને આપણને સ્થાનાન્તર[૨] જવું પડતુ નથી; જ્યારે ઇચ્છા કરીએ ત્યારે તે પવિત્ર સ્વરૂપને પ્રણામ કરી શકીયે છિયે, પોતાના આત્મામાં તેનું અધિષ્ટાન[૩] જોઇયે છિયે સૂર્ય–ચંદ્ર ઔષધિ વનસ્પતિ કરતા આત્મા તેનો પ્રિય નિકેતન[૪] છે. તે વિજ્ઞાનમય અમૃતમય પુરૂષ સર્વ કાલમાં સર્વ સ્થાનમાં છે. તેનાથી જુદા પડવાથી સર્વ મૃત્યુરૂપ દેખાય છે. તેની સાથે વિયુક્ત[૫] જોયાથી સર્વ મૃત અને અસત્ય જણાય છે. તે પ્રાણનાં યોગેથી આ સર્વ પ્રાણ-વિશિષ્ટ[૬] થયા છે. તે ચેતનં ચતનાનાં ચેતનના પ્રકાશથી સર્વ ચેતનવત્ થાય છે. તેનો સત્યભાવ ગ્રહણ કરીને આ જગત્ સત્ય થયુંછે. તે અમૃતના આશ્રય થી મનુષ્ય અમૃતનો અધિકારી થયો છે. આપણે અમૃતના પુત્ર છિયે એ વાસ્તે આપણે અમૃત લાભના અધિકારી છિયે જ્યાં સુધી આપણે સંસારની આધીનતામાં રેહેશું ત્યાં સુધી મૃત્યુના પાશમાં બંધ થઇશું, મૃત્યુના મુખમાં પડયા છિયે સંસાર સર્વ મૃત્યુનું રૂપ છે, એમાં અન્તનો ભાવ કંઈ નથી સંસાર મૃત્યુનો પ્રતિબિંબ છે. ઇશ્વર અમૃતનો નિકેતન છે. તેના સાથે સંબંધ જોડયાથી આપણે સંસારના પાર જ્યોતિર્મય બ્રહ્મ ધામ જોઈ શકશું, અને આપણે કહી શકશુ કે यत्र ताद्वि दुर मृतास्ते भवति તે પ્રાણીની સાથે જે પોતાને યુક્ત કરેછે. તે મૃત્યુનો હાથ જોઇને ભય કરતો નથી, તે અમૃત લાભના

૨ બીજી જાગાપર ૩ રેહેવુ ૪ જાગા ૫ મલીને ૬ પ્રાણવાલા,

પ્રતિસ્થિર નિશ્ચય રહે છે.

આપણો આત્મા તેનું આસન છે; તે આપણો ઉપાસ્ય દેવતા છે આપણી ઉપાસના બાહેરની ન જોઇએ પરંતુ અન્તરિક ઉપાસના કરવી જોઇએ. જ્યારે આત્મામાં ઇશ્વરનો દેખાવ જોવામાં આવે છે ત્યારે કેવો આનંદ થાયછે? તેને સાક્ષાત લાભ કરવાને વાસ્તે કેટલા લોક કેટલા પ્રકારના સાધન કરેછે, કેટલી કઠોર તપસ્યાથી શરીરનો નાશ કરેછે. તેઓ આત્માની સાથે તેનો સંબંધ ન સમજીને બાહેરની ક્રિયામાં તેને લાભ કરવા જાયછે તેનાથી નિરાશ થઇને પાછા ફરીને આવેછે. બ્રાહ્મ ધર્મમાં એ વાસ્તે લખ્યું છેકે "योवाएतदक्षरं गार्ग्य विदित्वा अस्मिन् लोके जुहोति यजते तपस्तप्यते बहुनि वर्ष शाहस्त्राणि अन्तवदेवास्य तद्भवति" જે મનુષ્ય તેને ન જાણતા જો ઘણા સહસ્ર વરસ હોમ યજ્ઞ તપસ્યા કરેછે તથાપિ તે સ્થાયી ફળને પ્રાપ્ત થતો નથી. તે તે બ્રહ્મને પરમ પદને પ્રાપ્ત થતો નથી, એ સંસાર ગતિને પ્રાપ્ત થાયછે. પરંતુ આપણી શૌભાગ્યની સીમા ક્યાં આપણે શાંત સમાહિત ચિત્ત થયાથી આત્મામાં સહજ તે પરમ દેવતાનું દર્શન થઇ શકેછે અને તેની કૃપામાં અને સત્તામાં નિઃસંશય થઇને સર્વ પાપને દૂર કરી શકીયેછિયે. પ્રાચીન કાળના પવિત્ર ઋષિઓના પ્રમાણે જ્યારે તેની સત્તામાં નિઃસંશય થઇને સર્વત્ર જોઇશું, જ્યારે તે સત્य ज्ञान मनन्तं બ્રહ્મને હૃદયમાં સાક્ષાત્ ઉપલબ્ધિ કરીશું; જ્યારે તેની આંખ આપણી આંખની ઉપર પડેલી જોઇશું; જ્યારે તેની સાથે અત્યન્ત પાસેનો સંબંધ થશે ત્યારે આપણામાં અને ઇશ્વરમાં કંઇ પણ આડ રેહેશે નહિ. તે આપણો પિતાછે, આપણે તેના પુત્ર છિયે; તે આપણો ગુરૂછે, આપણે તેના શિષ્ય છિયે; તે આપણી મા છે, આપણે તેનું સ્નેહનું ધન છિયે; ત્યારે મનની સાથે કહી શકશું કે, "त्वं हिनःपिता योऽस्माकं अविद्याया परं पारं तारयसीति" તમે અમારા પિતાછો; અમને અંધકાર સંસારથી પાર ઉતારો. ત્યારે મુક્ત હૃદયથી પ્રાર્થના કરી શકીશું કે "मातेव पुत्रान रक्षस्व

श्रीश्च प्रज्ञांच विधेहि नइति " માતાના પ્રમાણે અમારી રક્ષા કરો, તમે અમોને શ્રી આપો, બુદ્ધિ આપો. જ્યારે ને અભય દાતા પિતા, જ્ઞાન દાતા ગુરૂ, સ્નેહ દાતા માતાનો ભાવ આપણે એકત્ર ગ્રહણ કરીયે છિયે; ત્યારે તેના પ્રતિ કેવા ગાઢ નિર્ભરનો ભાવ ઉત્પન્ન થાય છે તેની પ્રીતિ પામ્યાથી આપણે પ્રેમાશ્રુ વિસર્જન કરીયે છિયે. તે આપણને જુવેછે, જાણેછે, પ્રીતિ કરેછે, જ્યારે ઉપલો ભાવ અમારા સર્વત્ર ભાવની સાથે મળેછે. ત્યારે આપણને નવું જીવન મળેછે. ત્યારે તેને મલ્યાથી સર્વ અર્થ મલેછે, ત્યારે સંસાર બોજા પ્રમાણે લાગતો નથી, ત્યારે જેની તરફ નજર આવે તે તરફ તેની સાથે સર્વ નો યોગ દેખાયછે, સ્વદેશ વિદેશમાં સર્વ સ્થાનમાં સર્વ અવસ્થાનમાં તેનો મહિમા જોવામાં આવેછે. "प्राणे ह्येषयः सर्व्व भुतैर्विभाति" એ પ્રાણ સ્વરૂપ છે, જે સર્વ ભૂતમાં પ્રકાશ આપે છે. विश्वतश्चक्षु रुत विश्वतो मुखो विश्वतो बाहुरुत विश्वतस्पात् જેમ આપણી ઉપર તેની આંખછે તે પ્રમાણે સર્વત્ર તેની આંખ રહી છે; સર્વત્ર તેના હાથ વૃક્ષના પાંદડાંમાં પક્ષીની પાંખમાં, સમુદ્રના ગાંભીર્યમાં, પર્વતની ઉંચ્યતામાં રહ્યાછે. સર્વ શક્તિની અંદર તેની શકિતનો પ્રભાવ છે; તે પ્રાણના યોગેથી જગત્ જીવનું રહ્યુંછે. સર્વ કૌશલ્યમાં તેનું જ્ઞાન જોવામાં આવેછે, સર્વ બનાવમાં તેનો મંગળ ભાવ જોવામાં આવેછે; સર્વ જગત્માં તેનો પ્રેમ જોવામાં આવેછે. જ્યારે રોગથી પીડિત હોવું ત્યારે તે માતાના ખોળામાં મારૂ સંરક્ષણ થાયછે. જ્યારે સંસારની પ્રીતિથી વંચિત થાવુંછું, ત્યારે તેના અતુલ્ય પ્રેમમાં મને ડુબાડેછે. સર્વ જગત્માં તેનું જ્ઞાન, પ્રેમ અને મંગલ ભાવ જોવાયછે. આહા! આ વેળા હું શું જોવું છું! ક્યાં રહ્યો! હમણાં હું ભૂલોકમાં અને દ્યુલોકમાં નથી; તે પરમ લોકમાં રહ્યોછું. ઈશ્વરના મહિમામાં હું સ્થિતિ કરૂંછું. એ આનંદ મનને અધિક ધારણ થઇ શકતો નથી, વાક્ય તેનું વર્ણન કરવા અશક્ય છે.

ॐ एकमेवाद्वितीयं.

# अष्टम व्याख्यान.

## (સર્વનો અન્તરાત્મા સત્ય જ્યોતિ પ્રાણ સ્વરૂપ પરમેશ્વર આપણો સર્વનો સખા છે તે વિષે.)

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्ष पारेषस्वजाते ॥

तयोरन्यः पिप्फलं स्वद्वत्य नश्नन्न न्यो ऽ भिचाक्र शीति. ॥

બે સુંદર પક્ષી જીવાત્મા અને પરમાત્મા છે; પરમાત્માના સૌદર્યનું[1] તેજ પામીને જીવાત્મા સુંદર થયો છે. એ જીવાત્મા અને પરમાત્મા એક ઝાડ ઉપર બેઠા છે. અર્થાત્ શરીર અવલંબન કરીને રહ્યા છે. તેઓ સર્વદા એકઠા રહે છે; પરમાત્મા અને જીવાત્મા આશ્રય આશ્રિત ભાવે એકઠા છે. તેઓ બંને પરસ્પરના સખા[2] છે અર્થાત્ પરમાત્મા પ્રેમ દાન કરીને જીવાત્માનું પાલન કરે છે, જીવાત્મા સંસારમાં રહીને તેનું પ્રીય કાર્ય સાધન કરે છે. એ વાસ્તે બંને સખા છે. તેમાં એક જણ ફલ ખાય છે ઇશ્વરના ઉદાર સદાવ્રતથી જીવાત્મા જીવનના સર્વ કલ્યાણ ઉપભોગ કરે છે, બીજો અપવાસ કરીને કેવલ જોય છે. સાક્ષી સ્વરૂપ પરમાત્મા તેના આશ્રિત પુત્રોને સુખમાં જોઇને પિતા માતાના પ્રમાણે પરિતૃપ્ત થાય છે. જીવાત્મા પરમાત્માનો એવો પાસેનો સંબંધ છે, એક જણ ફલ આપનાર અને એક જણ ફલ ભોગવનાર છે. તેની કરૂણાવારિથી[3] સર્વ સુખ પ્રચુરરૂપથી[4] વરસે છે, જીવાત્મા તેનાથી કૃતજ્ઞ થઇને તેને નમસ્કારની સાથે ભોગવે છે. તે આશ્રયદાતાના આશ્રય લાભથી જીવાત્મા નિર્ભય થઇને ફરે છે. આત્માને સ્વાધીનતામાં જુઓ છો. એ કોઈ પ્રકારથી કોઇના આધીનમાં રેહેવા ચાહાતો નથી. સ્વાધીનતા આત્માને જેવું સુખ છે તે સર્વને અનુભવ છે. અહીંયાં નાના પ્રકારના બનાવથી, નાના પ્રકારની અવસ્થાથી જો તેને આધીન થવું પડે છે, પરંતુ આત્માના અન્તરનો ભાવ સ્વાધીનતા જોવામાં આવે છે. સ્વાધીનતા સુખમાં તેનું સર્વ સુખ છે, પરાયાની અધીનતામાં તેનું સર્વ દુઃખ છે; પરંતુ જુઓ, ઇશ્વરના આધીનમાં રહીને આત્મામાં કેવો આનંદ છે. તે કોઇના આ-

---

૧ ખુબસુરતનું. ૨ ભાઈ. ૩ પાણીથો. ૪ સારી રીતે.

ધીનમાં રહેવા ચાહતો નથી નથી; પરંતુ ઈશ્વરના અધીન વિના રહી શકતો નથી; તેનો સહચર અનુચર[5] થઈને, તેનો દાસ અને સેવક થઇને તેમાં આનંદ માને છે તેની ઈચ્છાના અધીનમાં પોતાની ઇચ્છાને જોડે છે એજ તેનો મહત્વ[6] છે. આપણી જે મુક્તિની અવસ્થા છે, જેનાથી આપણે સંસારના આકર્ષણથી[7] અને વિષયના બંધનથી મુક્તિ લાભ કરીએ; તે અવસ્થા કેમ મળે! તે કેવલ સંસારની અધીનતા પરિત્યાગ કરીને ઈશ્વરમાં સંપૂર્ણરૂપથી અધીન રેહેવું, તેનો સેવક થઈને તેની અર્ચના કરવી, જેનાથી તેનો પ્રિય અભિપ્રાય સંપન્ન થાય તે આનંદની સાથે કરવું. એ કેવલ દુઃખ ક્લેશ અને સંસાર બંધનથી મુક્ત થવાનું નામ મુક્તિ કહેવાયછે અને જો તે અવસ્થામાં તેની સેવા, ઉપાસના, પ્રિય કાર્ય સાધન કરવાનો અમોને અધિકાર ન હોય તો એ ઉદાસીન અવસ્થાથી[8] અમારૂં શું થશે? ઇશ્વરના અધીન થવું આત્માનો આનંદ છે તેના સેવકમાં ગણાવવું એ મહત્વ છે. સર્વના કરતાં મોટો અધિકાર એ આપ્યો છે કે, તેની સેવા, પૂજા, અને તેનું પ્રીય કાર્ય સાધન કરવું.

જે આપણો પ્રભુ, ઈશ્વર અને જીવન દાતાછે જેના આધિનમાં ન રહ્યાથી જેનું પ્રસન્ન મુખ ન જોયાથી, જીવન વૃથા થાય છે; તે આપણો બંધુ છે, તે આપણા ઉપર પ્રીતિ કરે છે અને તે આપણી આગળથી પ્રીતિ ચાહેછે; તે પ્રેમ દાન કરીને આ પ્રેમ આકર્ષણ કરે છે. તે પ્રીતિની આંખથી આપણને જોય છે, આત્માની ઉત્કર્ષતા[9] સાધન કરે છે; આપણને પોતાની તરફ લઈ જાય છે; આનંદના ઉપર આનંદથી પ્લાવિત[10] કરે છે; આપણે તેને પ્રીતિ દાન કરીને કૃતાર્થ થઈયે છિયે. એટલામાટે જીવાત્મા પરમાત્મા બંનેના સખા છે. આપણે આપણી શૂદ્ર ઇન્દ્રિયથી જે સર્વ સુખ લાભ કરીયે છિયે તેની સીમા કરવામાં આવી શક્તિ નથી; ત્યારે જ્ઞાન ધર્મ પ્રીતિના ઝરાથી કેટલો વિમલ[11] આનંદમાં ઉત્સાહિત થાય છે.[12] તેનો કોન પરિમાણ કરી શકશે? એ પ્રેમ, જ્ઞાન અને આનંદ હમેશા ઉન્નત[13] થાય છે, એ જો-

---

૫ સાથેરેહેનારો. ૬ મોટપણુ ૭ ખેંચાણથી ૮ કંઈ ન કરવાની અવસ્થાથી ૯ સારીસ્થિતિનુ ૧૦ ભરપુર ૧૧ પવિત્ર ૧૨ વધેછે ૧૩ મોટો.

ઇને કૃતજ્ઞતાનો કેટલો વધારો થશે. જો આપણા વાસ્તે કૃતજ્ઞતા સીમા અતિ ક્રમ[14] કરીને ઉજ્વલિત થાય[15] તો સર્વ મળીને ઇશ્વરને ધન્યવાદ કરવો જોઇએ ત્યારે વાક્ય શું બોલશે? આપણા ઉપર જે ઇશ્વરનો પ્રેમ છે, જે મંગળ દૃષ્ટિ અનુભવ કરાયે છિયે તે વિચારવામાં આવે મન જો નિસ્તબ્ધ[16] થાય, તો અનન્ત લોકથી અન્ત લોકમાં અસંખ્ય જીવના ઉપર તેનો પ્રેમ અને કરૂણાનું વર્ષણ[17] છે, તે કંઇ રીતથી મનમાં ધારણ થઇ શકે? હાલ આપણે સર્વ ભ્રાતૃ[18] સૌહાર્દ[19] ભાવથી મળી-ને ઇશ્વરનો જે ઉદાર પ્રસાદ ભોગવાયે છિયે. આ સર્વને કયાં શબ્દથી કયાં મનથી કંઇ રીતે ધન્યવાદ આપી શકીએ ?

આપણે એવા તો શુદ્ર[20] છિયે અને દોષના મનના ડંખથી દકાયલા છિયે તથાપિ ઇશ્વર આપણો બંધુ છે. આપણો તેથી મોટો અધિકાર છે. જે દેવતાનો દેવતા પ્રજાનો રાજા તેની દૃષ્ટિ આપણા ઉપર છે એટલુંજ નહિ પરંતુ તે આપણો સખા છે. મનુષ્યો કોઈ ઉચ્ચપદના[21] લોકને મારો બંધુ કેહેવામાં કુંઠિત થાય[22] છે, પરંતુ તે મહેશ્વરને બંધુ કહીને બોલાવવામાં કુંઠિત થતો નથી. તે દેવનો દેવ આપણો બંધુ છે. તેની પ્રીતિથી આપણી પ્રીતિ મળે છે. તેના આધીનમાં રેહેવામાં આપણને આલ્હાદ[23] થાય છે. આપણો નેતા[24] થવામાં તેની ઇચ્છા છે. આપણે તેને પ્રભુ સમજીને સેવા કરીયેછિયે, તે આપણને ચાકરના પ્રમાણે પોષણ કરે છે. જ્યારે તેને કેહેવાય છે કે "તમે મારા પ્રભુ છો, મારા શરણ્ય છો, મારા પૂજનીય છો, તમે મારા રક્ષા કર્તા છો, જ્યારે "महान प्रभुर्वै पुरुष:" એ વાક્ય ઉચ્ચારણ કરવામાં આવે ત્યારે સર્વ આત્માથી મદદ મળે છે. અન્તરમાં ઇશ્વરનો ભાવ ન રહ્યાથી, વાતમાં ભાવમાં એઓ કદી મળી શકતા નથી, જેઓ હમેશા સંસારિક સુખમાં ઉન્મત્ત[25] રહે છે, તેઓના કાનમાં જો આ મહા વાક્ય જાય " सर्व्वस्य शरणं सुहृत " તો શબ્દ સાંભળતાંજ તેઓના અન્તરનો ભાવ તત્ક્ષણાત પ્રકાશિત થશે. જુઓ આત્મામાં અને પરમાત્મામાં કેવો યોગ[26] છે ? જો મહા મોહમાં મુગ્ધ રેહે, ત-

૧૪ પાર ૧૫ ઉજળે ૧૬ હાલ્યા ચાલ્યા વિનાનુ ૧૭ વરસવું ૧૮ ભાઈ ૧૯ પ્રીતિ. ૨૦ નાના ૨૧ અધિકારી ૨૨ સરમાય ૨૩ ખુશી ૨૪ રસ્તો બતાવનાર ૨૫ ભાન વેનાનો ૨૬ મેળ.

થાપિ તેનું નામ સાંભળતાંજ તે ઘોર અંધકારમાંથી વિજળીનો પ્રકાશ થાય છે. તેમ તેની સ્થિતિમાં ફેરફાર થશે. આત્માની સાથે તેનો કેવો ગુપ્ત સંબંધ છે તે મુખથી કહી શકાતો નથી. પરમાત્માના સહવાસમાં જેનું જીવન છે, તેને કેટલો આનંદ થાય છે? ઘોર વિષયી પાષાણનું મન ઈશ્વરના નામથી જો નરમ છે તો તે અમૃતસાગરમાં જેઓ સર્વદા ડુબ્યા રહેછે તેઓનો આત્મા કેવો ઉજ્વળ ભાવ ધારણ કરતો હશે? જેઓ તે સૂર્યકિરણમાં નિરન્તર રહે છે, મંગળ છાયામાં હમેશા વાસ કરે છે, સુગંધી વાયુના હિલ્લોલ[૨૭] સર્વદા સેવન કરે છે, તેઓનો ભાવ કેવો પરિષ્કાર[૨૮] છે; તેઓની આગળ આ મૃત્યુલોક બ્રહ્મલોકના પ્રમાણે ભાસે છે; તેઓ "अत्र ब्रह्म समश्नुते" અહીંઆં બ્રહ્મનો ઉપભોગ કરે છે. વિષયમાં જેઓ મુગ્ધ છે, તેઓ આ સર્વ મહાત્માનું ઉદારણ જોઈને પોતાનું શોધન કરો, તેઓ નાના પ્રકારના દુઃખ, નાના પ્રકારની યંત્રણા પામીને તેના ઔષધની ચિન્તા કરો. ઈશ્વર વિપતી મોકલે છે દંડ આપે છે, તે એ વાસ્તે કે આપણે તેના સત્પથમાં[૨૯] ફરીને આવીએ, ઈશ્વર કહેછે કે મને ભુલશો ના; મારથી લાખો દાન ઉપભોગ કરો છો, પરંતુ મને શરણ થઈ રહો. આ સર્વ જગત્‌ની જેટલી સંપદ છે તેમાં એવી શક્તિ નથી કે, તેનાથી દૂર થવાના ભયથી પરિત્રાણ કરી શકે. સર્વ ત્રિભુવનમાં એવો આનંદ નથીકે, તેનાથી વંજિત થવાનું દુઃખ વિમોચન[૩૦] કરી શકે. તે વિષયમાં તૃપ્તી આપતી નથી, એવાસ્તે વિષયમાં તૃપ્ત રહ્યાથી આપણે તેના પવિત્ર આનંદના ઉપર જોતા નથી એમાટે તે અહીંઆં સુખની સાથે દુઃખ, સંપદની સાથે વિપદ મિશ્રિત રાખી છે કે, આપણે તે નિરાપદ સ્થાનનું અવલંબન કરવાનો યત્ન કરીએ. સંસારના કાંટા ભોકવાથી આપણે તેના અમૃત આશ્રયની પ્રાર્થના કરી શકશું. સંસારની અગ્નિથી બળશું તો તેની શીતળ પાણીને વાસ્તે દોડશું. આત્માની ઉન્નતિની સાથે વિષય લાલસા જેમ ક્ષીણ થશે તેમ અધિક બ્રહ્માનંદ મળશે. ત્યારે ઈશ્વરના કાર્યને વાસ્તે સંસાર છે, આપણા ભોગને વાસ્તે ઈશ્વર છે એમ જણાશે, આપણે હાલ તે સખાની સાથે એકત્રચ્છિયે તેને પ્રેમના આશુ આપો, મનના સાથે તે-

૨૭ લેહેર, ૨૮ સાફ, ૨૯ સારે રસ્તે ૩૦ દુર

નાં પ્રતિ કૃતજ્ઞતા ભક્તિ અર્પણ કરો. તેને સર્વસ્વ દાન કરીને જીવનનું સાર્થક કરો.

## ॐ एकमेवाद्वितीयं.

## नवम व्याख्यान.

( ઇશ્વરને જાણવા વિષે. )

न तं विदाथ यइमा जजानान्यत् युष्माकमन्तरं बभूव।

नीहारेण प्रावृता जल्प्याचासुतृपउक्थशासश्चरन्ति *

हे नराः 'तं' 'न' 'विदाथ' जानीथ 'यः' 'इमा' इमानि भूतानि ' जजान ' उत्पादितवान् ।

હે મનુષ્યો ? તેને તમોએ જાણ્યો નહિ, જેને આ વિશ્વભુવન ઉત્પન્ન કર્યું છે. જેની ઇચ્છાથી સૂર્ય પ્રકાશિત થઇને પ્રકાશ આપે છે, જેની ઇચ્છાથી રાત્રિએ ચંદ્રસુધા વર્ષણ[1] કરીને ઔષધિ વનસ્પતિનું પાલન કરેછે, જેની ઇચ્છાથી શીતકાળના પછી ગ્રીષ્મ—પ્રશમનાર્થે[2] મેઘ વાયુની સાથે વરસાદ વરસાવે છે, જેની ઇચ્છાથી નદી સર્વ શ્વેત[3] પર્વતમાંથી વહીને પૃથ્વિને રસદાર કરે છે, જેની ઇચ્છાથી ઉદ્યાન કાનમાં[4] પુષ્પ ફળ તૈયાર થઇને તૃપ્તિકર મધુમય રસ ગંધ દાન કરે છે, જેની ઇચ્છાથી શસ્યવતી[5] વસુમતી[6] અગણ્ય પ્રજા નિત્ય પાલન કરેછે, જેની ઇચ્છાથી માતૃ સ્તનમાં દુધની સાથે હૃદયમાં સ્નેહનો અભિભૂત[7] થઇને શિશુ જીવનનું રક્ષણ કરેછે. જેની ઇચ્છાથી જ્ઞાન—ધર્મ પામીને પશુઓ ઉત્કૃષ્ટ મનુષ્ય જન્મ લાભ થયો છે, જેની ઇચ્છાથી દ્યુલોક ભૂલોક પલ, મુહૂર્ત, ઋતુ, વર્ષ વગર હરકતે નિત્ય ચાલે છે, તેને તમોએ જાણ્યો નહિ તે તમારા અન્તરમાં રહ્યો છે.

सः ' युष्माकं अन्तरं ' अन्यत् सर्वस्मात् अतिरिक्तं 'बभूव' भवति विद्यते ।

---

*ઋગવેદ, ૧ મ ૬ અ ૮૩ સુ ૧ અમૃતનું વરસવું. ૨ ઉનાળાની શાંતિ થવા ૩ સફેદ ૪ બાગબગીચા, ૫ લીલોતરીવાળી જમીન, ૬ વનસ્પતિવાળી જમીન, ૭ પ્રદેશ.

તે સર્વનો અતિરિક્ત [8]થઇને તમારા અન્તરમાં રહ્યો છે. તે તમારા પ્રત્યેક શરીરમાં આત્માના અભ્યન્તરમાં[9] સ્થિતિ[10] કરે છે એવા જે અન્તરતર અન્તરતમ ઇશ્વર છે તેને તમોએ જોયો નહિ તેને કેમ કરીને જાણી શકશો ? અજ્ઞાનરૂપ પછેડીમાં આવૃત થઇને[11] વૃથા જલ્પનામાં પ્રાવૃત થઇને ઇન્દ્રિ—સુખમાં મોહિત થઇને યાગ યજ્ઞ બાહરની આડંબરમાં સમય અતિવાહિત કરીને[12] જ્યારે પૃથ્વિમાં તરોછો; ત્યારે તેને કયાં પ્રકારે જાણશો ? જો તમે પરબ્રહ્મને જાણવા ચાહતા હો તો જ્ઞાન વિજ્ઞાન ઉપાર્જન કરો, સત્ય વાત વ્યવહારમાં રત થાઓ, ઇન્દ્રિય સુખને ધર્મની સાથે યુક્ત કરો[13], સ્વર્ગ કામના પરિત્યાગ કરીને મુકિતને વાસ્તે પ્રાર્થીક થાઓ. પ્રાચીનકાળના ઋષિઓનો આ ઉપદેશ છે. હાલના વૃદ્ધો પણ કહે છે કે "धिक धिक जीवन ब्रह्म न जानो । हृदय देशमे सो न उपासो, पास दूर कर मानो "

આકાશમાં રહીને આકાશના અન્તરમાં રહીને જે આકાશમાં વ્યાપ્ત રહ્યો છે, આકાશ જેને જાણતો નથી, આકાશ જેનું શરીર છે અંધકારમાં રહીને અંધકારના અન્તરમાં રહીને જે અંધકારમાં વ્યાપ્ત રહ્યો છે, અંધકાર જેને જાણતો નથી, અંધકાર જેનું શરીર છે. પ્રકાશમાં રહીને પ્રકાશના અન્તરમાં રહીને જે પ્રકાશને નિયમિત કરે છે, પ્રકાશ જેને જાણતો નથી, પ્રકાશ જેનું શરીર છે તે તમારા પ્રત્યકના અન્તરમાં આત્મામાં રહ્યો છે જે તેજમાં રહીને તેજના અન્તરમાં રહીને તેજને નિયમિત કરે છે, તેજ જેને જાણતો નથી, તેજ જેનું શરીર છે. તે તમારા પ્રત્યેકના અન્તરમાં આત્મામાં રહ્યો છે, જે સૂર્યમાં રહીને સૂર્યના અન્તરમાં રહીને સૂર્યને નિયમિત કરે છે, સૂર્ય જેને જાણતો નથી, સૂર્ય જેનું શરીર છે તે તમારા પ્રત્યેકના અન્તરમાં આત્મામાં રહ્યો છે. જે ચંદ્રતારામાં રહીને ચંદ્ર તારાના અન્તરમાં રહીને ચન્દ્ર તારાને નિયમિત કરે છે, ચન્દ્ર તારા જેને જાણતા નથી, ચન્દ્ર તારા જેનું શરીર છે તે તમારા પ્રત્યેક અન્તરમાં આત્મામાં રહ્યો છે. જે વાયુમાં રહીને વાયુના અન્તરમાં રહીને વા-

---

૮ વ્યાપ્ત, ૯ અંદર, ૧૦ રહે છે, ૧૧ ઢંકાઇને, ૧૨ ગુમાવીને ૧૩ જોડો.

યુને નિયમિત કરે છે, વાયુ જેને જાણતો નથી, વાયુ જેનું શરીર છે; તે તમારા પ્રત્યેકના અન્તરમાં આત્મામાં રહ્યો છે; જે પાણીમાં રહીને પાણીના અન્તરમાં રહીને પાણીને નિયમિત કરે છે, પાણી જેને જાણતો નથી, પાણી જેનું શરીર છે; તે તમારા પ્રત્યેકના અન્તરમાં આત્મામાં રહ્યો છે. જે અગ્નિમાં રહીને અગ્નિના અન્તરમાં રહિને અગ્નિને નિયમિત કરે છે, અગ્નિ જેને જાણતી નથી, અગ્નિ જેનું શરીર છે; તે તમારા પ્રત્યેક અન્તરમાં આત્મામાં રહ્યો છે. એ અન્તર્યામી અમૃત પુરૂષ સર્વના આત્માને વળગી રહ્યો છે.

બાહરના હાથથી તેનો સ્પર્શ કરવામાં આવતો નથી, પરંતુ અંતરમાં આત્માના દ્વારા તેનો સ્પર્શ થઈ શકાય છે. અધ્યાત્મ યોગ્ય દ્વારા એ બ્રહ્મસ્પર્શના વિષયમાં અનાસક્ત[૧૪] યોગીઓ અત્યંત સુખ લાભ કરે છે. તે અરૂપ છે; તે સફેદ નથી, તે પીળો નથી; તે અનીલ લાલ વિનાનો છે, તે વર્ણહીનનું રૂપ કદાપિ ચર્મ ચક્ષુના[૧૫] ગોચર[૧૬] નથી, પરંતુ જ્ઞાનચક્ષુની સામે તે આનંદરૂપથી અમૃતરૂપથી પ્રકાશ આપે છે, તેનું તે સત્ય-રૂપ પ્રેમ-રૂપ જે ભાગ્યવાન્ મનુષ્ય જુવે છે, તે તેના પ્રેમમાં નિત્ય મગ્ન રહે છે. તે પ્રેમ સ્વરૂપના સૌંદર્યની તુલના થઈ શકતી નથી. તે સૌંદર્યનો હ્રાસ[૧૭] નથી, વૃદ્ધિ નથી. તે સૌંદર્યની છાયા પ્રભાકર,[૧૮] સુધાકરના[૧૯] પ્રમાણે છે, સૌંદર્યની છાયા ફુટેલા પુષ્પ બગીચાના પ્રમાણે છે, તે સૌંદર્યની છાયા સરોવરના શતદલ[૨૦] પદ્મ ફુલના પ્રમાણે છે, તે સૌંદર્યની છાયા અહીંઆંના રૂપ-યૌવન-લાવણ્યના પ્રમાણે છે, તે સૌંદર્યમાં જેને પ્રેમ સ્થાપન કર્યો છે તેનો પ્રેમ કદી શુષ્ક થતો નથી. તેનો રસ નથી; પાણીના પ્રમાણે, ફુળના પ્રમાણે; મધુરના પ્રમાણે તેનો રસ નથી. પરંતુ "रसोवैस:" તે અમૃત રસ છે. તે રસ જે ચાખે છે, તેની તૃપ્તિનો અંત નથી. તેનો ગંધ નથી, પરંતુ તેના સહવાસથી પ્રાતઃકાલના સર્વ પુષ્પો ગંધ લાભ કરીને વાસ આપે છે. તે અશબ્દ છે, પરંતુ તે નરનારીના આત્મામાં રહીને નિઃશબ્દથી[૨૧] સર્વને શુભ બુદ્ધિથી ધર્મોપદેશ આપે છે;—સત્ય કહો,

૧૪ આસક્ત વિનાના ૧૫ ચામડાની આંખ ૧૬ દેખાતો ૧૭ કમ થવું ૧૮ સુરય ૧૯ ચંદ્ર ૨૦ સોદળવાલા ૨૧ શબ્દ વિનાથી

ધર્માચરણ કરો, ધર્મથી શ્રેષ્ઠ કંઈ નથી, ધર્મ સર્વનો મધુ સ્વરૂપ છે, અન્યાયની સાથે ધન સંગ્રહ કરશો નહિ, પરદ્રવ્યનો લોભ કરશો ના, પરસ્ત્રીથી અદેખાઈ કરશો ના, પરસ્પર પરસ્પરના પ્રતિક્ષમા કરો, વ્યભિચારના દોષથી લિપ્ત[22] થાઓ નહિ, દારૂ પીને ઉન્મત[23] થશો ના, શાંત થઇને જ્ઞાન ઉપાર્જન કરો, સહનશીલતાથી કાર્યનો ભોગ સહન કરો, પરિમિત રૂપથી[24] આહાર બિહાર સંપન્ન કરો, પતિવ્રતા સતી થઇને સંસાર ધર્મ પાલન કરો, પ્રફુલ ચિતથી ગૃહ કાર્ય સંપાદન કરો, વિવાદ કલહ[25] પ્રલાપ[26] વાક્ય પરિત્યાગ કરો, સદાચારી સંયતેન્દ્રિયા થઇને ગૃહનીશ્રી થાવ, ગુરૂજનની[27] ભક્તિ કરો, દીન દરિદ્રતા ઉપર દયા કરો, અપરિમિત ખર્ચ કરશો ના, કૃપણતાનો અભ્યાસ કરશો ના, ધર્મ અર્થ પરિત્યાગ કરશો ના, ધર્મને વાસ્તે પ્રાણ આપવા આનાકાની કરશો ના, આ પ્રમાણે શબ્દ વગર તે પ્રત્યેકના અંતરમાં ધર્મોપદેશ આપે છે. જે આ સર્વ ઉપદેશના પ્રમાણે સંસારમાં ધર્મ સાધન કરે છે, તે માથુ કપાય તોપણ પોતાનો આત્મા પ્રાણના પ્રાણને લઇને અમૃત ધામમાં હાજર થાય છે. એ પરમાત્મા સારા વચનથી જાણવામાં આવતો નથી, બુદ્ધિ દ્વારા અથવા ઘણું સાંભળ્યાથી જાણવામાં આવતો નથી; તે જેને જણાવે છે તે તેને જાણે છે અને તેના અનુરાગી થઇને તેનો યશ સર્વત્ર પ્રચાર કરે છે. કોને તે જણાવે છે; જે તેને ચાહે છે તે તેને જણાવે છે અને તેની આગળ પોતાનું અનંત સ્વરૂપ પ્રકાશ કરે છે. એ ચિરંતર પરબ્રહ્મ છે, જેનો પૂર્વ કારણ કોઈ નથી, વિશ્વ સંસારમાં જેનું કાર્ય છે; તે શાંત સ્વરૂપને શાંત થઇને ઉપાસના કરો, તે શાંત સ્વરૂપને શાંત થઇને ઉપાસના કરો.

## ॐ एकमेवाद्वितीयं.

## दशम व्याख्यान

### (ઇશ્વર સર્વ સાક્ષીછે. તેના સન્મુખે પાપ કર્મ ન કરતાં પુણ્ય કર્મ કરવા વિષે)

यस्तिष्ठाति चराति यश्च वंचाति यो निलायं चराति यः प्रतंकं

---

૨૨ લપટેલા ૨૩ ગાડાજેવા ૨૪ ગોડો ૨૫ લડાઈઝઘડો ૨૬ ગાલો ૨૭ મોટાઓની

द्वौ संनिषद्य यन्मन्त्रयेते राजा तद्वेद वरुणस्तृतीयः
उतेयं भूमिर्वरुणस्य राज्ञ उतासौ द्यौर्बृहती दूरेअन्ता ।
उतो समुद्रौ वरुणस्य कुक्षी उतास्मिन्नल्प उदके निलीनः ॥*

'यस्तिष्ठति' જે એક સ્થાનમાં રહેછે 'चरति' ફરેછે, "यश्च वंचति" જે વિશ્રામ કરેછે, 'यो निलायं चरति' જે અંધકાર ગુફામાં છુપો રહે છે, यः प्रतंकं જે જન, શૂન્ય ગુપ્ત ખાડામાં પ્રવેશ કરે છે; વરૂણ રાજા તે સર્વ જાણેછે, જે એક સ્થાનમાં રહેછે, જે ફરે છે, જે વિશ્રામ કરેછે, જે અંધકાર ઘરમાં છુપો રહેછે, જે કોઈ નિરંજન ગુફામાં પ્રવેશ કરેછે; સર્વ તે વરૂણ રાજાછે. 'द्वौ सन्निषद्य' બે જણા એકાન્તમાં બેસીને 'यन्मंत्रयेते' જે કંઈ સલાહ કરે તે બે જણમાં ત્રીજો વરૂણ રાજા રહીને સમસ્ત જાણેછે. 'राजा तद्वेद वरुणस्तृतीयः'તેની આગળ કોઈ છુપાવી શકનાર નથી, જો કોઈ અંધકારમય ઘરમાં છુપો રહે, જો કોઈ અંધ કુપમાં પ્રવેશ કરે તો તેની દર્ષ્ટીને આચ્છન્ન કરી શકતો નથી, તે તે સર્વ જાણેછે. જો બે જણા બેસીને ખરાબ વિચાર કરે અથવા સારા વિચાર કરે તો તેમાં ત્રીજો રહીને તે સર્વ જાણેછે. એટલા માટે તેને સર્વ સાક્ષી જાણીને પાપાચરણ કરવાનો ભય કરો અને સત્કર્મ સાધનમાં ઉત્સાહી થાઓ. પાપકર્મ ગુપ્ત રાખવાનો ઉપાય નથી પરમ પિતા અખિલ માતા સાથે રહોછે, તેને જોઈને કુકર્મથી વિરત થાઓ અને તેને ઉત્સાહની પ્રેમ પૂર્ણ નયનથી દર્શન કરીને સાધુ કર્મમાં પ્રવૃત થાઓ. જ્યારે સાધુ કમ કરવામાં આવેછે ત્યારે તેની પ્રસન્ન દૃષ્ટી જોઈ શકાયછે; જ્યારે પાપાચરણ કરવામાં આવેછે ત્યારે તેની ભયંકર મૂર્તિ પ્રકાશ આપેછે. પાપ કર્યાથી તે જાણેછે, પુણ્ય કર્યાથી પણ તે જાણેછે, અને તેના ઉપયુક્ત દંડ પુરસ્કાર આપેછે.'एकोहमस्मीत्यात्मानं यत् त्वं कल्याणमन्यसे' હે કલ્યાણકર ! તું જે વિચાર કરે છે કે, હું એકલોજ છું પણ તેમ નથી.

* અથર્વ વેદ સંહિતા ૪ અ ૭ પ્ર:

'नित्यं स्थितस्ते हृद्येष पुण्य पापेक्षिता मुनिः' પુણ્યં પાપદર્શી પરમાત્મા સ્તબ્ધ થઇને ત્હારા હૃદયમાં નિત્ય રહ્યો છે આ ભાવ અથર્વવેદના આમંત્રથી સુસ્પષ્ટ વ્યક્ત થયો છે. જે કોઇ ઉભો રેહે છે, જે કોઈ ફરે છે, જે કોઇ વિશ્રામ કરે છે, જે કોઈ ગુફામાં છુપો રેહેવાની ચેષ્ટા કરે છે, સર્વ તે જાણે છે. બે જણ જ્યાં મંત્રણા કરે છે, તેમાં તે ત્રીજો રહે છે; ત્રણ જણમાં તે ચોથો, ચાર જણમાં તે પાંચમો, પાંચ જણમાં તે છઠો; અહીંઆં જો હાલ ચાર શો જણ હાજર રેહતો તેને લઇને ચારશોને એક જણ ગણવા જોઇએ. તે વરૂણ રાજા કોણ છે ? તેનો પરિચય પાછલા મંત્રમાં છે. 'इयं भूमि र्वरूणस्य राज्ञः' આ ભૂમિ તે વરૂણ રાજાની છે. આ સર્વ પૃથ્વિ તે વરૂણ રાજાની છે. આ પૃથ્વિના નાના નાના દેશ અધિકાર કરીને જેઓ પોતાને રાજા જાણે છે, તે તેઓનું માત્ર અભિમાનછે, તે તેઓની માત્ર શૂન્ય ઉપાધિ છે. વાસ્તવિક આ પૃથ્વિનો રાજા તે વરૂણ રાજા છે. તે કેવળ આ પૃથ્વિનો રાજા છે એટલુંજ નહિ પણ 'असौ द्यौर्बृहती' આ જે વૃહત્ ધુલોક 'दूरेअन्ता' જેનો અન્ત પરસ્પર દૂર રહ્યો છે, જેનો અન્ત મળી શકતો નથી, તેનો તે રાજા છે. તે આ પ્રકાંડ ભૂલોક અને અસીમ ધુલોકનો રાજા છે. તે ભૂલોક અને ધુલોક સર્વનો અધિપતિછે. उतो समुद्रा वरुणास्य कुक्षी' અને આ બે સમુદ્ર—પાણી અને વાયુ એ બન્ને વરૂણના ઉદરમાં રહ્યુંછે બન્ને સમુદ્ર તેના આશ્રયમાં રહ્યું છે, તે કેવળ ગંભીર સમુદ્રમાં છે એટલુંજ નહિ તે અલ્પ જળ બિંદુમાં પણ છે. 'अस्मिन्नल्पउदकेनि लीन.। જે ધુલોકનો ને ભૂલોકનો રાજા છે જે સૂદ્ર વૃહત્ તાવત્ પદાર્થમાં વ્યાપ્ત થઇ રહ્યો; તે આપણો ઉપાસ્ય દેવતા છે. સમુદાય પૃથ્વિનો અને અસીમ લોકનો રાજા છે; જે ગંભીર સમુદ્રમાં જે વાયુ—સાગરમાં વ્યાપ્ત થઇ રહ્યો છે; જે અણુથી પણ અણુછે; મોટાથી પણ મોટો છે, જે અસીમ આકાશમાંછે, જે ક્ષુદ્ર પાણીના ટીપામાં છે તે આપણો ઉપાસ્ય દેવતાછે, જે સર્વ સમય આપણો

સાથેને સાથે રહ્યો છે; પુણ્ય કર્મમાં ઉત્સાહી કરે છે; પુણ્ય કર્મનો પુરસ્કાર આપે છે.

પાપમાં પરાજિત થવાથી દંડ આપીને તેનાથી પરિત્રાણ કરે છે; તે આપણા ઉપાસ્ય દેવતા છે. કેટલા વર્ષોની પેહેલા રૂષિઓએ આ અથર્વવેદમાં આ સર્વ જીવન્ત સત્ય રાખીને ગયા છે, જે આજ પણ આપણે સર્વ હૃદયની સાથે ગ્રહણ કરીયેછિયે, જેનાથી આપણી આન્તરિક શ્રદ્ધા ભક્તિ ઉત્તેજિત થાય છે. અથર્વવેદના આ શ્લોકમાં સાક્ષી સ્વરૂપ પરમેશ્વરને આપણે કેવા સુસ્પષ્ટ જાણી શકયા છિયે. આપણા અન્તરમાં હાલ જે સર્વ ભાવ રહ્યા છે, તે પેહેલાના રૂષિઓએ વ્યક્ત કર્યા છે. સત્ય કદી કોઈ વિશેષ સમયમાં બાંધેલું હોતું નથી. સત્ય સર્વ સમય પ્રકાશ આપે છે. જેમ અગ્નિથી તણખા નીકળે છે, જેમ સૂર્યથી કિરણ સર્વ ફેલાય છે; તેમ ઈશ્વરથી સત્ય નિત્ય નિકળે છે. જ્યારે સાધુ ભકત શુદ્ધ સત્વ થશે ત્યારે તેની આગળ આધ્યાત્મિક સત્ય પ્રકાશ થશેને થશે. ઈશ્વરથી સત્ય ચિરકાળ પ્રચાર થાય છે, પરંતુ તેનું ગ્રહણ કરવા વાળા લોકો અતિ થોડા છે. આપણા એ કેવા સૌભાગ્ય છે! આપણે આ દુર્બળ ભારતવર્ષમાં જન્મ ગ્રહણ કરીને તે અનાદ્યનન્ત બ્રહ્મની ઉપાસના કરીયેછિયે. આજ કેવા શુભ દીન છે! જે સર્વ ભૂમંડલનો રાજા, જે દેવ-મનુષ્ય સર્વનો અધિપતિ છે, તેની આરાધનાને વાસ્તે અહીંઆં આવ્યાછિયે, તેનો વિશુદ્ધભાવ જોઈને પવિત્ર થઈયેછિયે, એ આપણું કેવું સૌભાગ્ય છે? આ પવિત્ર સમય છે-આ અમૃત વેળા છે, આ બ્રહ્મ મુહૂર્ત છે. તે જેમ સૂર્યના અન્તરમાં રહીને તેના કિરણ સર્વ વિકિર્ણ કરીને સપ્તલોકને ઉજ્વળ કરે છે, તેમ વળી તે આપણા આત્મામાં રહીને શુભબુદ્ધિ અને ધર્મબળ ઉત્તેજિત કરીને સૃષ્ટિનું મંગળ વિધાન કરે છે. તેની સાથે આપણા અનન્ત યોગ છે, તે આપણા આરાધ્ય દેવતા છે. આવો હમણા આપણે સર્વ મળીને પ્રીતિ ભકિતથી તેની ઉપાસના કરીને જીવનનું સાર્થક કરીએ.

ॐ एकमेवाद्वितीयं.

# વિજ્ઞાપન.

મારા નીચે લખેલા પુસ્તકો નીચલી જગ્યા ઉપર વેચાયછે.

| | |
|---|---|
| ધર્મદીપિકા... ... ... ... | ૦-૦-૩ |
| પ્રાર્થનાવળિ... ... ... ... | ૦-૦-૩ |
| સદ્ધર્મ સૂત્ર... ... ... ... | ૦-૨-૦ |
| આર્ય ધર્મનીતિ. ... .. ... | ૦-૧૨-૦ |
| ખ્રિષ્ટ ધર્મનીતિ .. .. ... | ૦-૧-૦ |
| જરતોસ્ત ધર્મનીતિ ... ... ... | ૦-૪-૦ |
| તવલકારોપનિષદનો સાર ... ... | ૦-૧-૦ |
| કઠોપનિષતનો સાર... ... ... | ૦-૦-૬ |
| શ્વેતાશ્વતરોપનિષત્‌નો સાર. ... ... | ૦-૧-૦ |
| ભગવદ્‌ગીતાનો સાર. ... ... | ૦-૨-૦ |
| બાબુ કેશબચંદ્રસેનનો પિતા પુત્ર સંબંધિ ઉપદેશ. | ૦-૬-૦ |
| બાબૂ કેશબ ચંદ્રસેનનો વેદ અને પુરાણ સંબંધિ ઉપદેશ. ... ... | ૦-૮-૩ |
| સત્યના વચન... ... .. ... | ૦-૦-૨ |
| જાતિભેદ અને ભોજન વિચાર... ... | ૦-૩-૦ |
| બ્રાહ્મધર્મ. ... ... .. | ૦-૬-૦ |
| બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન. ... ... | ૦-૨-૦ |

મુંબઈમાં—રામવાડીની પાસે દામોદરદાસ ઈશ્વરદાસની દુકાને.

,, કોટમાં જાંગીરજી બેજનજી કરાણીની દુકાને.

અમદાવાદમાં—ગુજરાત વર્નાક્યુલર સોસૈટીમા

,, પ્રાર્થના સમાજમાં.

શ્રી નારાયણ હેમચંદ્ર.